પુષ્પ-વાટિકા ] શ્રી સરસ્વત્યૈ નમઃ ! [ પુષ્પઃ ૪૫

—: અમુક સત્ય ઘટનાઓને આધારે યોજાયલી :—

# અધુરી આશા

: અથવા :

# આશાની ઈમારત

[ એક ક્રાન્તિકારી કરૂણ સામાજીક કથા. ]

## ❋ ભાગ પહેલો ❋

*Every merit has its reward,*
*And every crime its punishment.*

જેવી કરે છે કરણી તેવી તરત ફળે છે,
બદલો ભલા બુરાનો અહીંનો અહીં મળે છે.

પ્રયોજકઃ "પુષ્પ."



: પ્રકાશક :

શ્રી હરીહર પુસ્તકાલય

સૈયદપુરા, બોરડીશેરી—સુરત.

આવૃત્તિ પહેલી ] [ ઈ. સ. ૧૯૩૦

મૂલ્યઃ આના આઠ

# અનુક્રમણિકા



**શુદ્ધિઃ**—પાંચમા પુષ્પની છેલ્લી લીટીમાં એલેકઝાન્ડરને સ્થાને એલેકઝાન્ડ્રા વાંચવું.


મુદ્રકઃ **મણિલાલ ભગવાનદાસ** મુદ્રણાલયઃ શ્રી મોઢેશ્વર પ્રીં. પ્રેસ.
પ્રકાશકઃ **જયંતીલાલ વિઠ્ઠલદાસ** મુદ્રણસ્થાનઃ બરાનપુરી બાગળ-સુરત

# અર્પણ-પત્રિકા

પૂજ્ય મામાશ્રી.

શા. જગમોહનદાસ ડાહ્યાભાઈ જરીવાળા

—* ના *—

કરકમળમાં નમ્ર ભાવે અર્પણ.

સમર્પનાર:

"જયંતી"

૧૯૩૦

# અધુરી આશા

: અથવા :

# આશાની ઈમારત

[ પ્રથમ ખંડ ]

પુષ્પ: ૧

“ ગંગાસ્વરૂપ ”



નિશા ! ત્હેં જાણી જોઇને છતી આંખે આ અંધારા કુવામાં શા માટે ઝંપલાવ્યું ? મ્હારો રોગીનો હાથ શા માટે ઝાલ્યો ?”

“મ્હારા આયુષ્ય અને પવિત્રતાને બળે સતી સુકન્યાની માફક મ્હને આપના—મ્હારા સૌભાગ્ય-દેવતાના પ્રાણ સંરક્ષવા સગાંવ્હાલાં સમાજ અને મ્હારા માબાપે એમ કરવા ફરજ પાડી ......એટલે...” એની આંખમાંથી એટલું કહેતાં ઉષ્ણ આંસુનું એક ટીપું એ પથારીમાં પડેલા દર્દી—પતિના હાથ પર સરી પડ્યું.

“ના, ના, એમ કહે કે અખંડ કૌમાર્યવ્રતની—અખંડ વૈધવ્ય વ્રતની કે એવી કોઇ બાલ—બ્રહ્મચારીણી સમી ત્યાગ અને વૈરાગ્યભરી દીક્ષા લેવા; સંસારને સ્થાને સંન્યાસની કોઇ અનેરી સમસ્યા ઉકેલવા.”

" તમે એમ માનો તો એમ."

"નિશા ! હું ભાગ્યે જ આજનો દિવસ કાઢીશ. મ્હારો રાજરોગ–આ હૃદયરોગ સારો થવા સંભવ જ નથી. મ્હને–ચઢી પછી ચાલતા થનારાને જેટલી મ્હારા મૃત્યુની દરકાર નથી, તેથી વધારે દરકાર ત્હારા–પાછળ રહી આંસુ અને અભિશાપનો અભિષેક કરનારા જીવનની છે. મ્હને એ થાય છે, કે મ્હારા ગયા પછી ત્હારૂં શું થશે ?"

"સર્વ કોઇનું થાય છે એમ શિરછત્ર જશે, માથું ઉઘાડું થશે. બીજું શું થવાનું હતું ?"

"તું ધારે છે એથીય કંઇક વિશેષ ભયંકર ! વિશેષ પૈશાચિક ! નિશા ! આર્યબાળા ! હિન્દુસમાજમાં અખીલ જીવનપર્યંત આંસુડાં વેરતી, દુઃખેપાપે પોતાનું ભાર રૂપ અને અમંગળ જીવન વિતાવતી, અભાગીની બાળવિધવાની ભભકતી હૃદયવ્યથાની કલ્પના સરખી પણ ત્હને ક્યાંથી હોય ?"

"પરંતુ પ્રભુ ! જે કુમારાં અને પવિત્ર દીલમાં હજુ કામ-વિકારનો જન્મ જ નથી થયો, તેના વૈધવ્યવેરી વદનને વસંતના વાયરા અને કોકિલાના ટહુકા શી વ્યથા કરવાના હતા ?"

" કુદરતના એ રસિક અને મસ્તીખોર બાલકો કદાચ ત્હારી દયા ખાય, ત્હને ન છેડે, પરંતુ સમાજ અને સગાંવહાલાંની કાંટાળી જીભ કદી પણ નહિ સકની રહે. મનોવ્યથા ઉપર કદાચ મનઃ સંયમની શિલા મુકી શકીશ, પરંતુ એ બહારની શારિરીક શબ્દ–વ્યથાનો પરિતાપ ત્હારાથી નહિ સહન થાય. ત્હારી પોતાની જીભ અને આંખોને કદાચ અટકાવી શકીશ, પણ લોકોની જીભ નથી અટકાવી શકવાની, તેમની આંખો નથી બંધ કરી શકવાની."

"ત્યારે ઉપાય ?"

"એ વિચાર ઉંડા જળમાં ઉતરતાં—આ પગલું ભરતાં પહેલાં કરવો જોઇતો હતો. હવે શું ? હવે તો ભૂલ્યા એની શિક્ષા સહન કરી જાઓ ત્યાંથી સ્હવાર ગણ્યે જ છુટકો."

"પરંતુ પ્રભુ ! આપણા હિન્દુસંસારમાં સ્નેહલગ્નો કે સ્વર્ગીય-લગ્નો થાય છે જ ક્યાં ? વડીલોથી સંકળાનાં સ્ત્રી–પુરૂષનાં જીવનની વિવાહગ્રંથી તોડવાની પ્રથા જ ક્યાં છે ?"

"અને એ નથી, એથી જ આજ હિન્દુસમાજમાં ઘેર ઘેર આશાભરી બાળવિધવાઓ આશાની ઇમારતને સ્થાને આંસુની ઇમારત ચણી રહી છે...ઓહ્... હા...મ્હને છાતીમાં...દુખાવો થાય છે...હું જાઉં...છું" એનો કંઠ તરડાવા લાગ્યો. મૃત્યુનાં છેલ્લાં ડચકાં ખાતાં એણે બોલવા માંડયું: "...અને...ત્હને...ત્હારા પવિત્ર...કૌમાર્ય-કંઠમાં વૈધવ્યની વરમાળા...પહેરાવતો જાઉં છું...નિશા ! નિર્દય...નિષ્ઠુર... હિન્દુસમાજની આંખો...ઉઘાડવા...તુંય હવે...એક...આંસુની...ઇમા-રત ચણતી...જજે...અને ત્હારી બીજી...બાળવિધવા બ્હેનોના... માફક...કાળા અક્ષરે...આંસુનો ઇતિહાસ...લખતી જજે...પા...ણી .........પ્રભુ..."

"નહિ, નહિ, પ્રભુ ! એમ ન બોલો." નિશાએ પાસે પડેલા પત્રાલામાંથી એના બીડાતા હોઠોમાં પાણી રેડતાં અશ્રુભરી આંખે કહ્યું: "લખવા પડશે તો લોહીના અક્ષરે આત્માર્પણના ઇતિહાસ આલેખા જઇશ, પરંતુ અવળે માર્ગે ચડી કાળા અક્ષરે ઇતિહાસનાં પાનાં તો નહિ જ કલંકીત કરીશ. એટલી ખાત્રી રાખો."

નિશાનાથે એની નાશવંત આંખો સદાને માટે મીંચી દીધી. નવ–વધૂ પત્નીની પ્રતિજ્ઞાના ભણકારા એના કાનમાં ન પ્રવેશી શકયા.

એનું હૃદય અચાનક બંધ પડી ગયું. આવેશમાં ને આવેશમાં બાપડી અણસમજુ બાળવિધવાથી લેવાતાં તો આકરી પ્રતિજ્ઞા લેવાઇ ગઇ, પણ એને એ ખબર ન્હોતી, કે: હિન્દુસંસારમાં આત્માર્પણના ઇતિહાસ લખી જતા પહેલાં આંસુની ઇમારત મરજિયાત નહિ પણ ફરજિયાત ચણવી પડે છે! "

* * * *

નિશાનાથ ચોવીસ વર્ષનો સમજુ અને શિક્ષિત યુવાન હતો. જન્મથી જ એની એકવડી કાઠીમાં માતાની હુંફાળી ગોદ અને અમૂલાં જતનના અભાવે વિવિધ પ્રકારના રોગોએ ઘર કર્યું હતું. તેમાંય આજકાલના કોલેજનાં અભ્યાસે અને વધુ પડતા ઉજાગરાએ એની દુબળી દેહ દિન પ્રતિ દિન ક્ષીણ જ્વરથી ઘસાતી જતી હતી, ત્યાં છેલ્લા ૭ માસ ઉપર જ એની ઇચ્છા વિરૂદ્ધ એને પૂછયાગાછયા વિના એના પિતાએ એનો વિવાહ-સંબંધ કરી નાખ્યો. અને અંતરની અનેરી ઉર્મિઓને કચરી નાખતા આ વેવિશાળે વજ્રાઘાતની ગરજ સારી એના હૃદય પર જીવલેણ ફટકો લગાવ્યો. દુષ્યન્ત અને શકુન્તલા, માલતી અને માધવ તથા રોમીઓ અને જુલીઅટના સ્નેહ-સ્વપ્નાં સેવતાં એ યુવાન-મગજ ઉપર આ અણગમતા સંબંધની એવી તો ખરાબ અસર થઇ, કે એ એ વખતની પરીક્ષામાં પણ નાપાસ થયો. નાપાસ થતાં જ એ સાવ શૂન્ય અને ઉદાસ થઇ ગયો. પાંચ દિવસ આજો અને બે દિવસ માંદો રહેતાં એણે કોલેજને અને અભ્યાસને છેલ્લા નમસ્કાર કરી દીધા. એની માનસિક ચિન્તાએ એનું કુમળું કલેજું ભીતરથી કોરી નાખવા માંડયું. કોઇ ન પારખી શકે એવો ગુપ્ત હૃદય-રોગ (જેને અંગ્રેજીમાં Heart disease કહે છે) એને લાગુ પડ્યો.

દિવસમાં બેથી ત્રણ વાર એને આંકડી પણ આવતી, ( હીસ્ટીરીઆ જેવો રોગ ) અને પુત્રની આવી ઉદાસીનતા તથા મતિવિભ્રમતા ટાળવા પિતાએ પણ સમજ્યા-વિચાર્યા વિના એના તાબડતોબ લગ્ન લેવડાવી નાખી. એને સંસાર-બંધનમાં જકડી ઠેકાણે લાવવાનો મિથ્યા પ્રયાસ આદરી દીધો. દિન દિન નખાઇ જતા નિશાનાથે પોતાના લગ્ન ન લેવા માટે પોતાના પૂજ્ય વયોવૃદ્ધ પિતાને બહુ બહુ ના પાડી વિનવ્યા, પણ જૂના જડ અને મક્કમ વિચારના ડોસાએ એને નાદાન અને છોકરવાદ ગણી એની વિનવણી તરફ દુર્લક્ષ આપ્યું.

આથી નિશાનાથે પોતાના સાસુ-સસરા ઉપર એક પત્ર લખી પોતાની આ હૃદય-વ્યથાનું અસરકારક વર્ણન કરી પોતાના આ બુરા હૃદયરોગથી તેમને માહીતગાર કરી તેમની યુવાન કન્યાનો આખો ભવ એળે ન ગુમાવવા, અને કોઇપણ ભોગે થએલો સંબંધ તોડી નાખી લગ્ન અટકાવવા છેલ્લો પ્રયત્ન કરી જોયો. પરંતુ "જ્ઞાતિ એટલે તો ગંગાની ધારા...એના પરાપૂર્વના રીવાજોનું ઉલ્લંઘન કે ખંડન થાય તો રૌરવ નર્કના ભાગી થવાય. અને સાતે અવતાર અપકીર્તિ ગવાય..." એવી અર્થહીન અને આંધળી માન્યતા ધરાવનાર એ નિર્બળ આત્માઓએ પણ એને નિરાશા જ આપી. 'એક વાર શરીર-સંબંધ જાહેર થઇ ચુકયા પછી તે કોઈ પણ સંજોગોમાં તૂટી ન જ શકે' એવી ન્યાતીની પુરાતન પ્રથાને ઠોકરે મારી ન્યાત બહાર રહેવાની હિંમત એના સાસુ સસરામાં ન્હોતી. એટલું જ નહિ પણ નિશાનાથ જેવા શ્રીમાન અને ખાનદાન જમીનદારના શિક્ષિત પુત્રને પોતાના જમાઇ તરીકે જતો કરવા પણ એ તૈયાર ન્હોતા.

અને એનું પરિણામ અંતે એ આવ્યું, કે પરાણે પ્રેમ અને

લગ્ન કરવા પ્રેરનાર પિતા ઉપરથી નિશાનાથનો પૂજ્યભાવ અને અનુરાગ ઉડી ગયો. એણે લગ્નની વેદી પર પોતાની અંતર-ભાવનાની આહૂતી આપવા કરતા પિતાનું આંગણું હમેશને માટે છોડી જવાનો નિર્ણય કર્યો. પરંતુ વૈરી વિધાતાએ એના એ સાહસિક પથમાં ડગલે ને પગલે કાંટા વેરી મૂક્યા. "તું ન્હાસી જાય, તો પ્રતિષ્ઠામાં પૂળો મુકાય, અને લોકોમાં હાંસી થાય" એમ કહી પિતાએ એના ગૃહ-પરિત્યાગની સાથે જ ઝેર ખાઇ આત્મહત્યા કરવાનો ડર બતાવી એને નિરુપાય કરી મૂક્યો. રામાયણના એ અવતારી પુરુષ શ્રી રામચંદ્રજીનો પુત્રધર્મનો આદર્શ એની આંખો સ્હામે મૂર્તિમંત થયો. હૃદયની મહેચ્છા એને ડગાવવી પડી. એ લાચારીથી એ પગલું ભરતાં અટક્યો, પણ હૃદય-રોગ વધારી પથારીમાં પછડાઇ પડ્યો.

છતાં લગ્નનાં લેવાયલાં મંગળ-મુહૂર્ત ન પલટાયાં, તે ન જ પલટાયાં. કોઇ અમૃત નહિ પણ અમંગલ કાળ ચોઘડીએ એનો તાવથી ધીખતો હાથ એ ચૌદ વર્ષની કુમારી કોડભરી કન્યા નિશાના હાથમાં મુકાયો. યજમાનની ઇચ્છાને માન આપી વરરાજાની અસ્વસ્થ પ્રકૃતિને અંગે ભૂદેવોએ પણ લગ્ન-ક્રિયા જેમ બને તેમ જલ્દી આટોપી લીધી. સળગતે હૈયે લગ્નનો લ્હાવો લઇ વરરાજા પોતાની નવ-વધૂને લઇને પ્હેલવ્હેલાં ઘેર પધાર્યા. પરંતુ વહુ વર-વિદાયની એ માંગલિક રાત્રેજ નિશાનાથની પ્રકૃતિએ ગંભીર સ્વરૂપ પકડતાં જાનૈયાઓમાં હો-હા થઇ ગઇ. એકાએક એને મૂર્ચ્છા આવી. એમાંથી આંકડીની ખેંચ શરૂ થઇ. એ ઉતરતાં શરીર ઠંડુગાર થઇ ગયું. તરત ડોકટરને તેડાવવા પડ્યા. "કેસ જરા સીરીઅસ છે, માટે દર્દીની ખાસ કાળજી રાખવાની જરૂર છે." કહી એઓ દવા આપી સિધાવી ગયા. પીઆરીઆં

અને સાસરીઆં કુટુંબનાં પેટમાં આ સાંભળી ધ્રાસકો પડયો. પણ હવે શું? આદર્યું ઇતિશ્રી થઇ ચૂક્યું હતું.

મંડપમાંથી જ મંગળ પ્રદક્ષિણાના ચાર ફેરા ફરતાં એને ટાઢે જકડી લીધો હતો. ઘેર આવતાં જ એ બેહોશ થઇ પથારીમાં પડયો. સગાંવ્હાલાં સર્વ કોઇ એની આજુબાજુ વિંટળાઇ વળ્યાં. એની ઉઘાડી આંખો કેમ જાણે કોઇને જોવા—ખાસ મળવા માગતી હોય તેમ આમ તેમ ફરકતી હતી. પલકે પલકે એને કંઠે પાણીનો શોષ પડતો હતો. કોઇ અદ્રસ્ય છાયા-મૂર્તિ કેમ જાણે એના કાનમાં ગણગણતી હોય, કે: "નિશાનાથ! નબળા મનના યુવાન! ત્હારી પાછળ એક આંસુની ઇમારત ચણાશે. ચણનાર અન્ય હોવા છતાં એનો જવાબદાર તું પોતે રહેશે." એવા એવા ભણકારા એ સાંભળતો, એવાં એવાં દ્રસ્ય એ નિહાળતો, અને વારંવાર મોઢાંમાંથી પાગલની માફક જે કોઇ મળવા પૂછવા કે બોલાવવા પાસે આવે એને 'નિશા...ઓ...નિશા...'એમ સંબોધી ચિત્કાર પાડી ઉઠતો.

"અને જ્યારે લગભગ એક પખવાડિયા સુધી એના મોઢામાં આ એકનો એક લવારો કાયમ રહ્યો, ત્યારે ડૉકટરોએ એની આશા છોડી. શારીરીક રોગની ચિકિત્સા કરનાર વૈદ ડૉકટરોની દવાના ડોઝથી એને તલમાત્ર પણ ફેર પડયો નહિ. આખરે એક વયોવૃદ્ધ અનુભવી પાડોશીએ એને માથે હાથ મુકી મોઢામાં પાણી રેડતાં કહ્યું: "ભાઇ! તું ભણેલોગણેલો થઇને આમ ઘેલાં શું કાઢે છે?"

એ દર્દી દીલે પોતાના બંધ હોઠ ઉઘાડયા. આંસુભરી આંખે અને અનુકંપાભરી વાણીએ એ બોલ્યો: "કાકા! કાકા! હું હવે બહુ થોડા વખતનો મહેમાન છું. પ્રીતિ અને પસંદગી

વિનાનાં આ લગ્નનું પરિણામ જેવું આવવું જોઇએ એવું જ આવ્યું છે. પરંતુ મરતી વખતે મ્હારી એક વિનંતી છે. મ્હારો જીવ એક જ જગ્યે વળગી રહ્યો છે, અને રહેશે. કાકા! મ્હારો પ્રાણ પડે, તે પછી એ અક્ષતયોનીની બાળવિધવા...અરે કુમારિકા, કે જેણે હજુ સ્વામીનો સહવાસ તો શું પણ એક સ્નેહભીનો શબ્દ સરખોય પોતાના કાનમાં નથી પ્રવેશવા દીધો, તેના પુનઃ પાણીગ્રહણ–સંસ્કારનો માર્ગ તમારામાંથી કોઇ મોકળો કરી આપવાની કૃપા કરશો? બોલો, મ્હારી અંતિમ ઇચ્છા એજ છે."

પણ કોની તાકાત! કોની હિંમત! કે એને જવાબ દેવા–હા પાડવા–વચનથી બંધાવા આગળ આવે. સર્વ કોઈ એકેકના મોઢાં સ્હામે જોઇ રહ્યાં. એ વૃદ્ધ પુરૂષ એના આટલા ખુલાસાથી જ એનો હૃદયરોગ પારખી ગયો. એણે એના પિતાને સત્વર પીએરથી નિશાને તેડાવી મંગાવવા કાનમાં કહ્યું

પછી ચૌદ વર્ષની એ નાદાન નવવધૂએ ભરેલે હૈયે સાસરાને ઉમરે પગ મૂક્યો. "પોતાના પતિ પુષ્કળ માંદા છે," એ સિવાય એ બાપડી વિશેષ કંઇ જ ન્હોતી જાણતી. તેમ એને કોઇ એવી વાત વધારે પડતી કરતું પણ ન્હોતુ. એ આવી અને સસરાજીને પગે લાગી. સસરાએ વહુને શીખામણ દઇ પેલા વૃદ્ધ પુરૂષની સલાહ મુજબ એને પોતાના પુત્રના ખંડમાં મોકલી.

ઇશ્વરનો સંકેત હશે, તે વળી થોડી વારને માટે પણ બન્ને પતિ–પત્ની એકાન્તમાં મળ્યા. પરણ્યા પછી પ્હેલી જ વાર અને જીવનમાં છેલ્લી જ વાર નિશાએ પોતાના પતિના મુખદર્શનો લ્હાવ લૂંટ્યો. એક સમજુ અને શિક્ષિત તથા બીજું નાદાન અને અણસમજુ બે હૃદયોએ

અરસપરસ ઉભરાઓ ઠાલવ્યાં અને ઝીલ્યાં. છેવટ નિશાનાથે હતાશ આંખોના પોપચાં હંમેશને માટે ઢાંકી દીધાં. એની કેટલીક અધુરી આશાઓ એમને એમ હૃદયમાં જ રહી ગઈ. એકાએક હૃદયની ગતિ અટકી ગઈ. ડૉક્ટરે આવી હેટ ઉતારી નાખતાં નિરાશાસૂચક મસ્તક હલાવતાં હાર્ટ ફેલથી એનું મૃત્યુ નિપજ્યું છે, એવો અભિપ્રાય જાહેર કર્યો.

* * * *

હિન્દુસંસારનાં વૈધવ્ય–દર્પણમાં પડતાં અવનવાં પ્રતિબિંબોનાં ચમકારાં બતાવી જ્યારે એ અમર આત્માએ અમરધામનો રસ્તો લીધો, ત્યારે એ અભાગીની આર્ય વિધવાએ નિષ્ઠુર હિંદુસંસાર–સમુદ્રના રૂઢી-બંધન રૂપી બેટ ઉપર એકલાં અટુલાં બેસી અભિશાપના એક પછી એક પથરો ઉપરાઉપરી ચઢાવી આંસુની ઇમારત ચણવી શરૂ કરી દીધી.

મીંઢળ અને કાંકણદોરાના પવિત્ર બંધન હજુ જેના હાથે એમના એમ કાયમ હતા, જેને કપાળેથી કુમ્કુમ્ ભીનો અખંડ સૌભાગ્ય–ચંદ્રક પણ હજું ન્હોતો ન્હેરાયો, જેને શરીરેથી પીઠીની પીળાશ હજુ પૂરી ન્હોતી ઉતરી, 'અખંડ સૌભાગ્યવતી ભવ'ના શુભાશિર્વાદના ઘોર હજુ જેના કાનમાંથી ન્હોતા નીકળ્યા, લગ્નની લાલ ચણોઠી જેવી ઘાટડી અને મંગળ–આભૂષણ જેને શરીરેથી હજુ ન્હોતા દૂર થયા, એવી નવ–પરિણીતા નિશાના નસીબ–નભમાં કાળાં વાદળાં ઘેરાઇ ગયાં.

જે દ્વારથી પાંચ દિવસ પર વરઘોડો નીકળ્યો હતો, તે દ્વારથી આજ નિશાનાથનું શબ નીકળ્યું. લગ્ન અને વૈધવ્ય! ચોરી અને ચિતા! એ કેવળ પાંચ દિવસનો એક ફારસ! કાલ લગ્ન–ગીતો ગવાતાં હતાં, આજ મૃત્યુના કારમા કલ્પાંત કાને અથડાતા હતા. કાલ બે શરીર–એ

આત્મા સદાને માટે એક થતા હતા આજ એ બંને એકેકથી સદાને માટે અલગ થઇ ચૂકયા હતા. કાલ પાંચ પાંચ પકવાનોના મિષ્ટાન ઉડતા હતા, આજ રાંધ્યા ધાન ઉકરડે નખાતા હતા. વિધાતાની આ વિચિત્ર લીલા ! કહો, એક પળ પછીનો પણ આજ ભરોસો છે ?

* કાલે અખંડ સૌભાગ્યવતી કહેવાતી આજે ગંગાસ્વરૂપ થઇ હતી. *

પુષ્પઃ ૨ " પરદેશગમન "



નંત ! હું ધારું છું, કે ત્હેં ત્હારો વિચાર ફેરવ્યો હશે!"

"નહિ જી, મ્હારો વિચાર હું આપને એક વાર જણાવી ચૂકયો છું. અને એમાં હજુ પણ મક્કમ છું....એટલું જ નહિ પણ..."

"બસ કર, એવા ગાંડા વિચારોને પડતા મુકી મ્હારી વાત સાંભળ. જો, જ્યાં સુધી તું ભણતો હતો, ત્યાં સુધી તો ત્હને સંસારી બનાવવાની ત્હારી કાકીની વારંવારની ઇચ્છાને હું આડે આવ્યો હતો, પરંતુ હવે તું એલ. એલ. બી. ની છેલ્લી પરીક્ષા પસાર કરી ચુકયો છે. મ્હારી વૃદ્ધની આ બે આંખો મિંચાઈ જાય, તે પહેલાં હું દીર્ઘ કાળથી મ્હારા હૈયામાં દાબી રાખેલી એક હોંસ હવે સત્વર પાર પાડવા માગું છું. મ્હેં અને ત્હારી કાકીએ આવતી કાલે તમારા બંનેના વિવાહ કરી નાખવાનું..."

"પરંતુ કાકા! અમારા પ્રોફેસરની ભલામણથી સરકાર તરફથી શિષ્યવૃત્તિ આપવાનો જવાબ આજરોજ હકારમાં આવી જવાથી મ્હેં બાર-ઍટ-લૉ. ની આગળ પરીક્ષા આપવા વિલાયત જવાનો નિશ્ચય કર્યો છે. સ્ટીમર આવતી કાલે જ ઉપડતી હોવાથી આજ રાત્રે જ મ્હારે મુંબઈ જવા ઉપડી જવું જોઇએ. આપની મ્હારા તરફની હેતભરી લાગણીને માટે હું આભારી છું, અને આપની આજ્ઞા માથે ચઢાવી આજે જ એ વિવાહની પવિત્ર ગ્રંથીથી બંધાવા તૈયાર છું. પરંતુ લગ્નને માટે તો હું એ પરીક્ષા પસાર કરી આવું ત્યાં સુધી એટલે લગભગ બે વરસ આપને થોભી જવું પડશે."

"એ કેવી રીતે બની શકે? એક તો આપણી જ્ઞાતિમાં પરદેશ-ગમનનો પ્રતિબંધ છે. વળી વિવાહનું મુહૂર્ત આજે આવતું જ નથી. અને ન્હાતીધોતી થએલી આશાનો કન્યાકાળ હવે સંપૂર્ણ થઇ ચુકેલો હોઇ, હું એને વિશેષ મ્હોટી કરી ન્યાતીલાઓને મોઢે વગોવાવા અને ડગલે-પગલે પાપનો ભાગી થવા ઈચ્છતો નથી. મ્હારી ધીરજનો હવે છેડો આવ્યો છે. હજુ બીજા બે વરસ! અને તે ત્હારા ન્યાતિ વિરૂદ્ધના આ વર્તન ઉપર વિશ્વાસ રાખી ખેંચવા હું નથી માગતો. અનંત! આગળ ભણવાનું ભૂત હવે તું મગજમાંથી કાઢી નાખ. અતિશય લોભમાં મજા નથી. ત્હારાં અભ્યાસ અને જ્ઞાન પૂરતાં છે. વળી બહુ ભણવામાં હવે એવો ફાયદો પણ નથી રહ્યો. બી. એ. અને એમ. એ. થએલા સેંકડો બેકારો આજ દેશમાં રખડે છે. હજારો ડીગ્રીધારીઓ પચીસ અને ત્રીસ ત્રીસ રૂપરડીની ગુલામી નોકરી કરી "હાય કેળવણી" કહીને નિશ્વાસ નાખે છે. વકીલ અને ડોકટરોના પાટીઆઓની હાર કીડી મંકોડાની માફક દર વરસે ઠેર ઠેર ઉભરાય છે. એવા નિર્ધન નિર્બળ

અને ગુલામ હિંદુસ્તાનમાં તું હજુ પણ ત્હારા વર્ષો અભ્યાસમાં ગાળવા પાછળ બગાડી શી આશાના મહાન દુર્ગો ચણી દેખાડવા માગે છે વારૂ ? મ્હારૂં કહ્યું માન, હવે આ ઘરનો ભાર માથે ઉપાડી લઇ મ્હને આ અવસ્થામાં નિવૃત્ત કર."

" પરંતુ કાકા ! આટલા વર્ષ નિભાવ્યું તો હવે કેવળ બેજ વર્ષને માટે આટલા બધા આકળા કાં બની............."

" બે વર્ષ ! કાલની ખબર નથી, ત્યાં કોણે જોયા છે ?"

* * * *

અનંત એક માતાપિતાહીન યુવક હોઇ ન્હાનપણથી જ આનંદરાયને આશ્રયે ઉછરી ભણીગણી મ્હોટો થયો હતો. એની માતા પોતાના એ એકના એક પુત્રને પ્રસવતાં જ પતિના હાથમાં સોંપી ક્યાંક અદ્રશ્ય થઇ ગઇ હતી. એના પિતાએ પોતાના આ એકના એક આશાના તારને પાંચ વર્ષ પર્યંત સંસ્કારની સારંગી ઉપર બાંધી અધુરા સૂરે જ પોતાના પરમ વિશ્વાસુ સ્નેહી અને જ્ઞાનિબંધુ એવા આનંદરાયને સોંપી પોતાના અને એની માતાના ઇતિહાસથી એને અજાણ રાખવાનું, તથા યોગ્ય વયનો થાય એટલે એનું તૂટા-ફુટા સામાન સાથેનું ઘર સોંપી દેવાનું વચન લઇ એની આંખો મીંચી દીધી. આનંદરાય આ વેળા સરકારી નોકર હતા. એમને સંતાન સુખ ન્હોતું. પરંતુ પાછળથી આ પાલક પુત્ર અનતને મંગળ પગલે એમને મ્હોટી ઉમરે એક પુત્રી રત્ન સાંપડયું. એનું નામ એમણે આશા પાડયું.

એક જ બગીચામાં એક જ માળીની સંભાળ નીચે આ વૃક્ષ અને વેલડી—અનંત અને આશા દિન પર દિન પાસે પાસે રહી પ્રફુલ્લવા લાગ્યાં. આમ બાલ્યકાળથી સાથે રમેલાં સ્નેહીઓ ધીમે ધીમે

વર્ષ વીતતાં એકેકનાં અંતર ઓળખવા–ઉકેલવા પ્રયત્ન કરવા મંડયા. 'બંને સગાં ભાઇ–બ્હેન નથી' એ સમજણ આપવા આનંદરાય ન્હોતા ચૂકયા. ધીમે ધીમે વીસ વર્ષના એ અનાથ પણ સમજુ અનંતનો સ્નેહ–તાર દશ વર્ષની એ નિર્દોષ મસ્તીખોર રમતિયાળ અને અણ-સમજુ આશાની સારંગી ઉપર લપેટાઇ આશાભર્યા સૂર કાઢવા લાગ્યો. એ સંતાકુકડી રમતી, કુકા ઉછાળતી, અને રેતીમાં ઘર બાંધી તોડતી આશા–વેલડી પણ એ વૃક્ષ–સખાને–જીવનસાથીને શરીરે સ્નેહભાવે વીંટળાવા લાગી. આનંદરાય અને અરૂણા એ બંને બાળકોને એકેક સાથે હસતાં–રમતાં અને પાસે પાસે બેસી અંતરનાં અટપટાં કોયડાં ઉકેલતાં વારંવાર જોતાં, અને ઉજ્વળ ભવિષ્યને માટે કંઈ કંઇ મંગળ મનોરથો બાંધતાં. પરંતુ એમના આશા–દુર્ગની ઉપર અણચિંતવ્યા વજ્રપાત થવાના નિર્માણની એ બાપડા પ્રેમાળ પતિ–પત્નીને કયાંથી ખબર હોય?

બીજાં ચાર વર્ષ આમ જોતજોતામાં નીકળી ગયાં. આશાને ચૌદ પૂરા થઇ પંદરમું બેઠું. ઉમરે બેસી ઢીંગલા–ઢીંગલીની રમતો રમવાનો વખત હવે વહી ગયો હતો. કન્યાપદને છોડી કાન્તાપદમાં પ્રવેશી ચુકેલી એ કુમારિકા અંતરમાં સ્નેહનાં દોરડાં બાંધી યુવાનીને હીંચકે હીંચવા માંડી હતી. ચોવીસ વર્ષનો અનંત પણ પાલક પિતાની કૃપાથી આજ બી. એ. એલ. એલ. બી ની છેલ્લી પરીક્ષા ઉપલે નંબરે પસાર કરી ચુકયો હતો. આનંદરાયની નોકરીની મુદત પુરી થવાથી એઓ પણ આજ છેલ્લા પાંચ વરસ થયા પચાસ રૂપીઆના નજીવા પેન્શન પર ઘરખર્ચ અને એના અભ્યાસખર્ચને નિભાવી કરકસરથી દિવસ કાઢી રહ્યા હતા. અભ્યાસમાં મગ્ન અનંતને એ ખબર

ન્હોતી, કે આનંદરાય એને આજ સુધી જોઇતા ખર્ચના પૈસા ક્યાંથી પૂરા પાડે છે? તેમ એને આનંદરાયની એવી ગરીબીનો પણ ખ્યાલ ન્હોતો. પરંતુ ખરું જોતાં આનંદરાયે "અનંત વકીલ થઇ પાંચ પૈસા દેણું કરીશ, તોય મ્હારી પાછળ વાળી દેશે" એવી આશાએ ન્યાતિના એક શ્રીમંત પટેલીઆ (નિર્ગુણનાથના પિતા) પાસે હજારેક રૂપીઆ ઉછીના લીધા હતા. પરંતુ આ વાતનો અણસારો સરખો પણ ઘરમાં કોઇને, અનંત સુદ્ધાંને કાને પણ એમણે ન્હોતો જવા દીધો.

એ હજારમાંથી થોડા રૂપીઆ હજુ બચેલા હતા. અને એમાંથી પોતાની પુત્રીનું લગ્ન-કાર્ય આટોપી લેવા એમણે નિશ્ચય કર્યો હતો. એવામાં વિલાયત જઇ બાર-એટ-લૉ ની ડીગ્રી મેળવવા ઉત્સુક થએલ અનંતે આનંદરાયને પોતાના અંતરનો આશય જણાવ્યો. "વિલાયત મોકલવાનો ખર્ચ ક્યાંથી લાવવો? અને ન્યાતમાં પરદેશગમનનો ધારો નથી, તેનું શું કરવું?" એવા બે ગંભીર પ્રશ્ન આનંદરાયે એની સમક્ષ રજુ કરી એને એ વિચાર માંડી વાળવા સમજાવ્યો, પરંતુ અનંતને એ ન રૂચ્યું. એને આનંદરાયે દર્શાવેલા બીજા કારણનો વિચાર કરવાનો ન્હોતો, પરંતુ પહેલા કારણ-પૈસાનો વિચાર કરવાનો વાસ્તવિક લાગ્યો. પોતાના હૃદયની અટપટી ગૂંચ એણે પોતાના પ્રોફેસરને કહી, અને એમની લાગવગથી અંતે એને સરકાર તરફથી તમામ ખર્ચની અને અભ્યાસની સગવડ કરી આપવાનો પત્ર મળ્યો. આમ એક બાજુ એણે ઉપડી જવાનો નિર્ણય કર્યો, જ્યારે બીજી બાજુ આનંદરાયે એનાં લગ્ન લેવાનો નિશ્ચય કર્યો. બંને વચ્ચે મતભેદ પડ્યો. અને જ્યારે ઘણું ઘણું સમજાવ્યા છતાં પણ ન્યાતના રીવાજને ઠોકરે મારી અનંત પોતાના પ્રયાણના નિર્ણયને મક્કમપણે વળગી રહ્યો, ત્યારે નિરૂપાય આનંદરાય હતાશ થઇ ગયા. એ બોલ્યા:

"અનંત! મ્હારી ઇચ્છા વિરૂદ્ધ જવામાં તું મૂર્ખાઈ કરે છે; મ્હારી સલાહની અવગણના કરી આ અવિચારી પગલું ભરવામાં તું ભયંકર સાહસ ખેડે છે."

"કાકા! તમે મ્હારા પિતાની જગ્યાએ છો. આજ સુધીમાં તમારો પડતો બોલ મ્હેં ઉઠાવ્યો છે. છતાં દીલગીર છું, કે આજ અંતરાત્માના અવાજને માન આપી મ્હારે આપના શબ્દો ઉથાપવા પડે છે, આપનું દીલ દુભાવવું પડે છે. કાકાજી! યુગપલટાની સાથે મનુષ્યના વિચાર અને વાતાવરણ મુજબ સમાજનાં બંધારણો પણ પલટાવાં જ જોઇએ. હલકી એવી વેશ્યાઓના નાચ-મુજરાઓ લગ્ન મંડપ જેવા પવિત્ર સ્થાનમાં નચાવતાં જે ન્યાતને લાજ કે શરમ નથી આવતી, પરદેશથી આયાત થતી કરોડો રૂપીઆની મદિરા-મિશ્રીત અંગ્રેજી દવાઓ પીવામાં જે ધર્મચુસ્ત ન્યાતીલાઓને કશો બાધ નથી નડતો, તેજ ન્યાત પરદેશ જઇ કેળવણી લઈ પાછા ફરતા એક યુવાનને અપનાવતા અભડઇ મરે છે. તમે ભણેલા થઇ આમ કાં ભૂલો છો વારૂ? અમારા બાપદાદાએ એમના કાળ-ધર્મને અનુસરીને ઘડેલાં ધારાધોરણ અને સહી કરી સ્વિકારેલાં એ પરાપૂર્વના ગુલામી ખતો હવે અમને કબુલ-મંજૂર નથી. જરા તો વિચાર કરો. જે એકેએક યુવાન સ્ત્રી-પુરૂષ ઉપર આજ આખો દેશ આશાને ડોળે જોઇ રહ્યો છે, જેમનાં અભ્યાસની પ્રગતિમાં જ્ઞાતિની સમાજની અને આખા રાષ્ટ્રની ઉન્નતિનાં અજવાળાં છુપાયલાં છે, એમના પથમાં સગવડ કરી આપવાને બદલે આમ કાંટા કાં પાથરો છો?"

"પરંતુ યુવાનોનાં જે આવાં છીછરાં આંદોલનો સમાજનાં બંધારણો પર કાપ મૂકે, એ કઇ જાતનો આદર્શ કહેવાય?"

"સમાજને અમે સ્વચ્છંદી મર્યાદા અને બંધારણહીન બનાવવા નથી માગતા, પરંતુ અમે તો એનાં બંધારણમાં ફેરફાર કરવા માગીએ છીએ. એણે ઠરાવેલી સંકુચિત મર્યાદાની પાળ તોડી નાખી એને વિશાળ કરવા ઇચ્છીએ છીએ. કાકા! સાહસ વિના સિદ્ધિ નથી. સહુ કોઇ આજ-પહેલું પગલું ભરનાર–આગેવાની કરનાર મરણીઆ અને સાહસિક વીર તરફ નજર નાખી રહ્યું છે. તમે કરો, તો તમારું જોઇને, તમારી હિંમતે, તમારી પડખે બીજા કેટલાંય એક પછી એક ચાલ્યા આવશે."

"તું ગમે એમ કહે, પણ હું ત્હને પરદેશગમનની સલાહ નથી આપતો. પછી તો જેવી ત્હારી ઇચ્છા."

"તો શું આખરે મ્હારે આપની ઇચ્છાને અમાન્ય કરીને જ જવાનો વખત આવશે?"

"તે તું જાણે."

રોષમાં ને રોષમાં આનંદરાય ઓરડો છોડી બ્હાર ચાલ્યા ગયા. "એને આટલું ભણાવવાને માટે દેવું કરી ખાડો ખોદવો પડયો છે," એ વાત એમનાં મોઢામાંથી છેવટ સુધી બ્હાર ન પડી. જો ખુલાસો થાત, તો કદાચ અનંતનો અડગ નિશ્ચય ડગત. પણ એમ ન બન્યું. કાકા ગયા એટલે દુઃખી દીસે અનંતે પણ પીઠ ફેરવી. એની આંખોમાં આંસુ હતાં. એ એક ડગલું ભરે ત્યાં બારણા પાછળ સંતાઇને સર્વ વાતચીત સાંભળતી આશાએ ધીમે પગલે પાછળથી નીકળી આવી એ પરદેશ ઉડતાં પંખીડાનાં ગળામાં પુષ્પહાર નાખ્યો. અનંત ફર્યો ચાર આંખો એક થઇ. એના સુંવાળા કરો પોતાના હાથમાં લેતાં એ ગળગળે કંઠે બોલ્યો: "આશા! ત્હારા બાપુની આજ્ઞાને ઠોકરે મારી આખરે મ્હારે જવું પડે છે. હું વિવાહ કરવા તૈયાર છું, પરંતુ એઓ તો વિવાહ અને

લગ્ન સાથે જ લેવા માગે છે, જ્યારે મ્હારાથી કોઇ પણ સંજોગોમાં હવે રોકાઇ શકાય એમ નથી. એક વાર મંજુરી આવી ગયા પછી હવે હું જવાની ના પાડું, તોય મ્હારી હાંસી થાય એમ છે. હું ધારૂં છું, કે કદાચ મ્હારા આજના આ પગલાંથી મ્હારે ત્હારા પિતાના સ્નેહને અને આ સ્થાનને પણ છેલ્લા પ્રણામ કરવા પડે."

"છતાંય મ્હને તો મળવા આવશોને? મ્હને તો નહિ ભૂલોને?"

"કોને ખબર કે બે વરસે હું પાછો ફરીશ, ત્યાં સુધીમાં શા શા ફેરફાર થઇ જશે?"

"અનંત! બા અને બાપૂ ભલે તમારા વિલાયત જવાના વિચારમાં વિરૂદ્ધ હોય, પણ આપણા સ્નેહ-લગ્નમાં તો સંમત છેને?"

"પરંતુ ન્યાતનાં બંધનો માટે શું? મ્હારી અને ત્હારી સ્નેહગ્રંથી તોડવાની શક્તિ ત્હારા પિતાનામાં છે, પણ ન્યાતના જૂનાપુરાણા રીત-રીવાજોની રસી તોડવાની તાકાત એમનામાં નથી. આપણા પ્રેમની વચ્ચે હવે પરદેશગમનના વિયોગની નહિ, પરંતુ ન્યાતિ-વહેવાર અને ન્યાતિ બહાર' નામના એ મહાન દુર્ગોની આડી દીવાલો છે."

"ભલેને હોય! આપણાં પ્રેમનાં પ્રહારો વજ્ર સરસાં હશે, તો એની શી વિસાત? પરંતુ અનંત! પરદેશ જઇ આવવાથી યુવાન હૈયાંઓ પલટી જાય છે......"

"એ બધાં નહિ. અને એ સિદ્ધ કરી આપવા માટે જ હું આ સાહસ ખેડી રહ્યો છું."

"એમજ હોય, તો પછી આ ઘણાખરા રાજા-મહારાજાઓ અને મ્હોટાના છોકરાઓ પરદેશ જઇ પોતાનાં સગાવ્હાલાં અને સ્ત્રીઓને ભૂલી જઇ, (સ્નેહલગ્ન) સીવીલ મેરેજની પદ્ધતિ પ્રમાણે..."

"પણ એનું કારણ જુદું છે. એ બધા અધુરા ઘડાઓ સમજ્યા વિના દેખાદેખી કરે છે, તેથી જ છલકાય છે—પાછળથી પસ્તાય છે. પૂર્વ અને પશ્ચિમની ફીલોસોફી (તત્વજ્ઞાન) તથા આદર્શો ઘણાં જ જૂદાં છે. પશ્ચિમનાં સ્ત્રી પુરૂષો જેને ચાહે છે, તેને પરણે છે, જ્યારે ભારતવર્ષના સ્ત્રી પુરૂષો જેને પરણે છે, તેને ચાહે છે. એ આદર્શોની તુલના કરવી અઘરી છે."

"તો હુંય ધારૂં છું, કે મ્હારા અનંતને એ પાશ્ચાત્ય આદર્શોનો પાસ નહિ લાગે!"

"અને લાગે તો તો પછી આજ સુધીના અભ્યાસ પર પાણી જ ફેર્યું સમજવું."

"પ્રભુ કરે, અને આપનો વિજય થાય: અને આપ હસતું મોઢું લઇ જલ્દી પાછા ફરો."

"આશા! રડતા જનાર હમેશ રડતા પાછા આવે છે, એવી લોકમાન્યતા છે. છતાં તું કહે, તું આશા આપ, કે મ્હારે ત્હારી આશા રાખવી?"

"તમને મ્હારા પ્રેમમાં અચળ શ્રધ્ધા હોય તો શા માટે નહિ?"

"બે વર્ષના લાંબા વિયોગ પછી જો!"

"અરે બે વર્ષ તો શું? આશામાં ને આશામાં તો આખા જીવનનાં જીવન વીતી જાય છે, એનીય ખબર નથી પડતી."

"એ ખરૂ છે, છતાં વિયોગની એક પળ એ પ્રેમીને માટે વર્ષોની વ્યથાની ગરજ સારે છે. તેમજ મ્હને ત્હારો ભરોસો છે, ત્હારા પ્રેમનો ભરોસો છે, પરંતુ કાળના અને કુદરતના ભેદની કોને ખબર છે? વિધાતાનો તે વળી વિશ્વાસ કોને હોય?"

" ઓહો ! વિધાતાને માનતા વળી તમે ક્યારથી થયા ? "

" હતભાગ્ય હિંદી બાલકોને તેમનાં માબાપોએ રૂઢીબંધનના ડર ન્હાનપણથી જ ઓસડીઆમાં ઘસી ઘસીને ગળથુંથીમાં પાવા માંડયા ત્યારથી ! ભૂતપિશાચના નામોથી બ્હીવડાવી તેમને રોતાં રાખવાની પ્રથા આદરી ત્યારથી ! બાધા-માનતાના ઉપચારોથી ઇચ્છિત ફળ મેળવવાની લાલચોમાં લપટાવી ધર્મ અને દેવને પણ છેતરતા શિખવાડયા ત્યારથી ! "

" પરંતુ તમે પુરૂષો તો બહાર હરો-ફરો છો, સ્વતંત્ર છો: તમારે એનાથી ડરવાનું ન હોય. હજુ હોય, તો ચોવીસે કલાક ઘરમાં ગોંધાઇ રહેતી અમ સમ અબળાઓને ! અમારૂં પ્રમદા-હૃદય પોચું અને તમારૂં પુરૂષ-હૃદય પાષાણ જેવું કહેવાય છે. પણ અનંત ! આ તો તમે અમારા કરતાંય...છેક પોચાં...અને નાહિંમત..."

" પરંતુ એ નિયમ અહીં લાગુ પડતો નથી. પ્રમદાની પાસે અને તે પણ પ્રેમના વિષયમાં તો ભલા ભલા પરાક્રમી પુરૂષોનાં હૃદય પણ પાણીથી પાતળાં થઇ જાય છે. આશા ! ત્હારા આરોપને આ જગ્યાએ તો અપવાદ છે. લે...કાકા આવી પહોંચશે. હવે હું જાઉં છું..."

" આવજો......"

રડતી આંખે અને રડતે હૃદયે બંને છૂટાં પડયાં. અનંત ગયો કે તરત જ આનંદરાયે ઓરડામાં પગ મૂકયો. આશા રડી રહી હતી. બાપ પોતાની દીકરીનું હૃદય-દુઃખ સમજી ગયો. એણે ધીરેથી એને પાસે બોલાવી: " આશા......"

ચમકીને આંખો લુગડાંને છેડે લૂંછી નાખી એ પિતાને જવાબ આપવા સ્હામી ફરી. " શું કહો છો ? " પણ એનો અવાજ એની અંતરપીડાને છુપાવી શકયો નહિ.

"તું રડતી હતી!"

"ના...ના...એ...તો...હું અમરની...આંખમાં જરા કચરૂં પડયું હતું...તે કાઢતાં..."

"શા માટે છુપાવે છે? હું બધુંય જાણું છું. પરંતુ વિધાતાના લેખ કોણ ભૂંસી શકે છે? બેટા! મ્હારા શબ્દોની અવગણના કરીને એ આખરે ....."

"પણ એમાં શું થઇ ગયું, બાપૂ?"

"પંચ એને ન્યાતબહાર મૂકશે. અને પછી ન્યાતબહારીઆ સાથે......"

"પરંતુ એ આવીને ન્યાતને નમતું આપશે. કહેશો તો દેહશુદ્ધિ કરાવશે, કે દંડ ભરશે. પછી શું છે?"

"એ દેહશુદ્ધિ કરાવે ને દંડ ભરે એ આશા કોઇ કાળે રાખીશ મા. ન્હાનેથી મ્હોટા કરનાર ત્હારા આ બાપના બોલને પણ ઠોકરે મારતા જે નથી અચકાયો, તે ન્યાતને નમતું આપશે? બ્હેન! મ્હારૂં માને તો, તું હવે એની આશા છોડી દે. મ્હારૂં દીલ પણ આજના એનાં આ ઉદ્ધત વર્તનથી એની ઉપરથી ઉઠી ગયું છે. ગમે તેવો પણ એ પારકો! પારકા પોતીકા થાય તો વળી જોઇએ જ શું? તું જો સુખી થવા ચહાતી હોય, તો જે કોઇ કાળે પણ હવે પલ્લવિત થઇ શકનાર નથી, તે ક્યારી ઉપર વ્યર્થ પ્રેમનાં આંસુ ટપકાવવા ત્યાગી દે."

"પિતાજી! કેવળ એક જ વર્ષનું સૌભાગ્ય જાણ્યા છતાંય સાવિત્રીએ સત્યવાનને વરવાનો સંકલ્પ છોડયો હતો? મ્હોતને બીછાને પડેલા રોગિષ્ટ છતાં પણ કૌશિકનો હાથ પકડતા એ સતી નર્મદાએ લેશ માત્ર આંચકો ખાધો હતો? દ્રૌપદી, સીતા અને દમયંતી જેવી સતીઓએ પણ

જંગલેજંગલ ભટકી અનેક કષ્ટો સહ્યાં છતાં પણ પોતાના પતિ સિવાય અન્ય પુરૂષનો વિચાર સ્વપ્ને પણ કર્યો હતો ? એવું કયાંય બન્યું સાંભળ્યું છે ?"

"એ સત્ય યુગની વાતો જવા દે. આ કળિયુગમાં તો ત્હેં નહિ સાંભળ્યું હોય, તો હવે સાંભળશે. નહિ જોયું હોય, તો ત્હારો એ અનંત જ ત્હને દેખડાવશે."

"પિતાજી ! તમે એમની ઉપર આ ખોટો આરોપ મુકો છો. જ્ઞાતિના બંધન છેદવાની, એની સ્હામે બંડ ઉઠાવવાની હિંમત તમારામાં નથી, એટલે જ તમે આમ બોલો છો."

"એનામાં એ છે, કારણ એ યુવાન છે. જ્યારે મ્હારામાં એ નથી, કારણ હું વૃદ્ધ થવા આવ્યો છું. એ એ ઇચ્છે છે, કારણ એને હજુ આખું જીવન જીવવું છે. જ્યારે હું એવો વિરોધ કરી અપયશનો ટોપલો માથે ઓઢવા નથી ઇચ્છતો, કારણ મ્હારે હવે બહુ વરસ નથી કાઢવા. કેટલા વખતને માટે હવે મ્હારે ન્યાતની સ્હામે થઈ, ભુંડા થઇ, એની આંખે ચઢી આજ સુધીની પ્રતિષ્ઠા ઉપર પાણી મુકવું ?"

"તો પછી બાપુ ! અમારે પણ કયાં સુધી સમાજની એ રાક્ષસી પ્રણાલિકા—શસ્ત્રોની નીચે બકરા મેંઢાંની માફક અમારી ગરદનો ઝુકાવી આવા નિર્દય અત્યાચાર મુંગે મોઢે ચલાવી લેવા ? જો તમે પતિષ્ઠા સાચવવા જશો, તો હવે અમારે પ્રાણદાન દેવાં પડશે. તમારી પ્રતિષ્ઠાના યજ્ઞમાં અમારે અમારા પ્રવિત્ર પ્રેમની આહૂતિ આપવી પડશે."

"પ્રતિષ્ઠા તો પહેલી, પછી પુત્રી પ્રેમ અને પ્રાણ."

"પણ તમે મ્હારે માટે એવું કંઇ અણગમતું પગલું ભરો, તે પહેલાં ન્યાતીની પંચમાં આ પ્રશ્ન નો ચર્ચા જોજો. કોઇ ન્યાતમાં હવે

પરદેશગમનનો બાધ નથી રહ્યો. સર્વંત્ર છૂટ છે, તો પછી આપણે પણ..."

"જોઇશ, વિચાર કરીશ.જે પગલું ભરીશ, તે વિચાર કરીને જ ભરીશ. છતાંય તું તો હારે અત્યારથી જ મ્હારી સૂચના અંતરમાં ઉતારી તેનો અમલ કરવાની શરૂઆત કરી દેજે. કારણ કે પંચ કદાચ કોઇ જાતની છૂટછાટ મુકે. તો પણ હું તો એ બાબતમાં સંમત નથી જ. તેમ એટલો લાંબો વખત થોભવા માગતો પણ નથી."

"ભલે, તો હુંએ જોઇશ, વિચાર કરીશ." કહી આશા સળગતે હ્રદયે ત્યાંથી ચાલી ગઇ.

—:* આનંદરાય એનો જવાબ સાંભળી ટગ્ગો થઇ ગયો. *:—

પુષ્પ: ૩

## "વૈધવ્યની વેદી પર!"




દ વર્ષની નાદાન કુમળી કળી નિશા! વૈધવ્ય-વાયુના કારમા ઝપાટાએ એની સૌંદર્યભરી અણખીલી પાંદડીઓને ઉઘડતાં પહેલાં જ ખેરવી નાખી. પતિના પ્રાણવિહીન પિંજર ઉપર એ અચેતન થઇને પડી હતી. આખરે ઘણીવાર થવાથી અકળાયલા સાસરા અન્ય સગાંવહાલાં સાથે અંદર દોડી ગયા. સર્વેએ જાણ્યું કે નિશાનાથ આ નિર્દય સમાજની લગ્ન વેદી પર પોતાનો મોંઘો પ્રાણ ચઢાવી આ દુનિયામાંથી ચાલતો થઈ ગયો છે.

નિશાને સત્વર ત્યાંથી દુર કરવામાં આવી. શાન્તિને સ્થાને રો-કકળ અને ઘોંઘાટ ગાજી રહ્યો. ન્યાતીલાઓ એક પછી એક કેમ જાણે કોઇ

તમાસામાં કે સરઘસમાં ભાગ લેવા આવ્યા હોય, એમ વાતોના ગપાટા હાંકના બીડીના ધુમાડા કાઢના ઉઘાડે માથે ઘર આગળ જમા થઇ ગયા. યુવાન અને ઘરડી, ન્યાતની અને મહોલ્લાની તમામ સ્ત્રીઓએ પણ રડવા–કુટવાના જંગલી રીવાજની શરૂઆત કરી દીધી.

મૃતદેહની યથેચ્છ વિધિ કર્યા બાદ એને વાંસની ઠાઠડીમાં કચકચાવી બાંધી સ્મશાન ભૂમિ તરફ લઇ જવામાં આવ્યો. મરનારના ન્હાના ભાઈ નિર્ગુણનાથે લોકોને જણાવવા ખાતર છેવટની મહાભારત પોક મૂકી. બૈરાં મંડળ એ મુડદાંને વળાવવા રડતું–કુટતું પોળના નાકા સુધી જઇ પાછું ફર્યું.

પેલી બાપડી નાદાન નિશા આંસુ વેરતી એક ખુણામાં ભરાઇ બેઠી હતી, એને બે ચાર જમાનાની ખાધેલ અનુભવી રાંડીરાંડ ડોસીઓએ બળાત્કારે બ્હાર ખેંચી કાઢી. "મ્હને કયાં લઇ જાવ છો?" એનો એનો કરૂણ આર્તનાદ કોઇએ કાને ન નાખ્યો. કસાઇ ગાયને ઘસડી જાય, એમ એ બૈરાંઓ એ બાપડીને ઘસડીને પાછળ વાડામાં લઇં ગયા. એનો સૌભાગ્યચંદ્રક ભૂંસી નાખી સધવા વેશ જોરજુલમથી ઉતારી લેવામાં આવ્યો. હાથ પગ ડોક ને કાનમાંથી સોનાનાં શોભીતાં ઘરેણાં કાઢી લેવાયાં. તોફાન કરતી, બરાડા પાડતી, અને છટકીને ન્હાસી જવા માગતી એ બાળવિધવાના બંને હાથ મજબુત પકડી રાખવામાં આવ્યાં. એક વૃદ્ધાએ કાળો પત્થર ઉંચક્યો. જાલીમ શિકારીના પંજામાં ફસાયલી મૃગલી મૃત્યુની છેલ્લી કારમી ચીસ નાખે, એમ નિશાએ એક હૃદયભેદક ચીસ પાડી, આંખો મીંચી દીધી. એનું ચુડીકર્મ થયું–સૌભાગ્ય-કંકણ નંદવાયું.

પરન્તુ સમાજનાં રાક્ષસી રૂઢી–બંધનોનો હજુ આટલી ભીષણ-

તાથી જ અંત નથી આવી જતો. બીજે દિવસે ઉઠમણું થયું. ન્યાતીલાઓએ આંગણે પધારી દિલાસો દેવાને બદલે બીડીના ભુંગળા ફુંકી જાતજાતની વાતોના તડાકા માર્યા. તે પછી ત્રીજા દિવસથી બ્હારગામના સગાવ્હાલાંઓની પધરામણી અને મુલાકાતો શરૂ થઈ. આમ નવ દિવસ એક સરખો કાર્યક્રમ ચાલુ રહ્યો.

છેવટે આ શોકના ઉત્સવની સમાપ્તિનો દશાનો દિવસ આવ્યો. સુતક કાઢવાનો અને સારૂં સારૂં રાંધી બ્રહ્મભોજન કરાવવાનો એ ભયંકર દિવસ ! નિશાનાથના ભાઈ નિર્ગુણનાથે ભાઈનો તમામ ભાગ પોતાને વારસામાં મળ્યા બદલ પોતાના દાઢી મૂછ ને વાળ ઉતરાવી, જડભરત માન્યતા મુજબ અવગતિએ જતા ભાઈના આત્માને સદ્‌ગતિએ પહોંચાડ્યો.

પુત્રીને આશ્વાસન આપવા અને વેવાઈ સમજે તો એ નાહાનની સૌભાગ્ય-વેશ રહેવા દેવા તથા એક વર્ષ પોતાને ત્યાં લઇ જઇ ખુણો પળાવવા નિર્બળનાથ આજ અહીં આવ્યો હતો. પણ 'દશાના સુતકી વાળ ન ઉતરાવે, તો જીંદગીમાં પણ મ્હારે ઘેર નહિ બોલાવું' એવી વેવાઇની દાટીથી એણે અનિચ્છાએ એ વાત પડતી મુકી. આમ આગલા ખંડમા છોકરીનો બાપ છોકરાના બાપને પોતાની નાહાન વિધવા પુત્રી પર દયા-દષ્ટે જોવા સમજાવી રહ્યો હતો, ત્યાં પાછલા ખંડમાં નિશાના કેશવપનની ક્રિયાની તૈયારી થઇ રહી હતી. પરંતુ જ્યાં પેલી ડોસીઓએ એને હાથ પકડી બળજબરીથી નીચે બેસાડી, અને અજામે જ્યાં પોતાની ચળકતી કાતર કાઢી, ત્યાં રૂપ-કુરૂપમાં સમજનાર નિશા પોતાનું તમામ બળ અજમાવી જીવ લઇ બ્હાર દોડી. આગલા ખંડમાં એના સસરા દિયર બીજા બે ચાર સગાં અને પોતાનાં પિતાને બેઠેલાં એણે જોયાં. એનામાં હિંમત આવી. આંસુભરી આંખે એ સળગતે

હૈયે નીચું મોઢું કરી કપાળે હાથ દઇ બેઠેલાં પોતાના પિતાને પગે વળગી પડી. પાષાણુ હૈયાં પીગળી જાય અને દૈત્યને પણુ દયા આવે, એવા કરૂણુ શબ્દોમાં એ બોલીઃ " બાપુ...ઓ...બાપુ...મ્હને બચાવો. આ લોકો મ્હારો ચોટલો...ચાળ...કપાવી નાખે છે. જુઓ, મ્હારા આ બંગડી વગરના હાથ કેવા બેડોળ લાગે છે! તમે મ્હારૂં વાળ વગરનું બોડકું માથું જોઇ શકશો? "

પરંતુ કુલિનતા અને શ્રીમંતાઇ પર મોહી કેવળ સ્ત્રીના કહેવાથી આ ઉતાવળાં લગ્ન લઇ નાખનાર અને જ્ઞાતિના ધારાને તથા વેવાઇની ધમકીને ઠોકરે મારી શકવાની હિંમત ન ધરાવનાર બાયલો બાપ શું બોલે? શો જવાબ આપે?

* * * *

નિશાનો વિવાહ ન્હાનપણથી જ તેની માતા નલિનીના જીવતાં જ કરી નાખવામાં આવ્યો હતો. પરંતુ નિશાનાથે—જમાઇએ પાંચ વર્ષ પછી પૂરા સમજણા થતા પોતાના સસરા નિર્બળનાથને વારંવાર કહેવડાવ્યું, કે 'હું તમારી પુત્રીને ચ્હાતો નથી, એટલે સુખી કરી શકીશ નહિ. માટે તમારી પુત્રીનું ભલું ચ્હાતા હો, તો આ વિવાહ રદ કરી, એને કોઇ અન્ય યુવક સાથે પરણાવવી. પછી આપની ઇચ્છા. "

પોતાની એકની એક પુત્રીના સૌભાગ્ય સુખને ખાતર નલિનીએ પોતાના પતિને થએલા વિવાહ તોડી નાખવા બહુ બહુ સમજાવ્યા, પણ વિવાહ તોડનારને ન્યાત બ્હાર રહેવું પડે એટલે ડરના માર્યા નિર્બળનાથની છાતી એ પગલું ભરવા ન ચાલી. અંતે પરિણામ એ આવ્યું, કે એ પુત્રીપ્રેમી માતા નલિનીએ ગળાઈ ગળાઇને ૭ મહીનામાં પોતાની જીવનલીલા સમાપ્ત કરી દીધી. પોતાની પ્યારી પુત્રીની વૈધવ્ય દશાનું કરૂણુ ચિત્ર જોવા એ ન થોભી.

છતાં પત્નીનું બલિદાન પણ એને જ્ઞાતિના ધારાને ઠોકરે મારવાનું બળ અપાવી શક્યું નહિ. પિસતાળીસ વર્ષની પ્રૌઢ વયે એણે સત્તર વર્ષની એક વંઠેલ છોકરી સાથે ફરી લગ્ન કર્યાં. એનું નામ નિર્મળા હોવા છતાં એનામાં ગુણ સર્વથા વિપરીત જ હતા. એની બદચાલની શાખને લીધે જ ન્યાતમાં હજુ એ આટલી મ્હોટી ઉમ્મર સુધી અવિવાહિતા રહેવા પામી હતી. તદ્ ઉપરાંત એને સાપણ હોવાની વ્હેમી માન્યતા ઘર કરી બેઠી હોવાથી આજ સત્તર વર્ષ સુધી એના હાથની ઉમેદવારી કોઇએ કરી ન્હોતી. પરંતુ નિર્મળનાથે એ સાહસ ખેડ્યું. લોકોની આંખે ચઢી, સગાંવ્હાલાં અને સ્નેહીઓના કર્ણકઠોર શબ્દોને ન ગણકારી એણે મા વિનાની નિશાને માથે સાવકીનું સાલ ઠોક્યું.

આ નવી માતાના પગલાં ઘરમાં થતાં જ નિર્મળનાથ એને વશ થઇ ગયો. નિર્મળાની હા–એ–હા ભણી એ એને હરેક પ્રકારે રાજી રાખવા લાગ્યો. “હાથી દરબારે અને દીકરી ઘરબારે જ શોભે” એમ કહી એણે આવતાંની સાથે જ પતિને નિશાને ઝટપટ પરણાવી હવે સાસરે વિદાય કરી દેવા હુકમ કર્યો. એના હમેશના કંકાશે આખરે કંટાળી એણે વેવાઇ ઉપર લગ્ન લેવા પત્ર લખ્યો. દરમ્યાન નિશાનાથે સસરાને ફરી વાર પત્ર લખી છેલ્લી ચેતવણી આપી. (જુઓ પુષ્પ: ૧) પરંતુ “આવું ઘર અને આવો વર બીજો કયો મળવાનો છે? અને ન્યાત બ્હાર રહીને પછી કોને ખોળવા જશો? ચૌદ વરસની તો થઇ છે, હવે તે કેવડીક મ્હોટી કરવી છે?” વગેરે વગેરે મ્હેણાં–ટુંણાં મારી નિર્મળાએ પતિ પાસે છેવટ લગ્ન નક્કી કરાવ્યાં.

જમાઇને અંગ્રેજી ભણેલો છેલછબીલો યુવાન સમજી, એની સૂચનાને અવગણી કાઢી, નિર્મળનાથે આખરે સમાજ–બંધનની વેદી પર

એ આપડી નમાયી નિશાને બળી ચઢાવી! સાવકીના સીતમથી કંટા-ળેલી નિશા પણ પલટાયલાં હૃદયનાં પરવશ પિતાનુ આંગણું છોડી પરણીને સાસરે જવા એકે પગે તૈયાર હતી. સંસાર માંડી સ્વતંત્રતા પ્રાપ્ત કરી, સુખી થવાના સ્નેહ–સ્વપ્નાની એ કયારની વાટ જોઈ રહી હતી. ત્યાં તો એકાએક એની હૃદય–વેલ પર વિજળી તૂટી પડી. પિતાએ એને લગ્નની વેદી પર હોમી, તો વિધાતાએ એને વૈધવ્યની વેદી પર ચઢાવી!

એનાં સ્વપ્નાં ઉડી ગયાં. મંગળ મનોરથો એ ભભકતી–ધગધગતી જ્વાળાઓમાં બળીને ખાખ થઈ ગયાં. સાવકીના સંતાપ કરતાં વૈધ-વ્યનો તાપ એને વિશેષ આકરો લાગ્યો. સાસરાના સ્નેહ સુખ અને સ્વતંત્રતાનો મોહ હવે ઉતરી ગયો. અને આજ રોમેરોમમાં ડામ દેતી વૈધવ્ય–વેદીની ભીષણ જ્વાળાઓમાંથી માંડ માંડ ન્હાસી આવી એ પિતાને બાઝી પડી–એની પાસે રડી પડી.

"બ્હેન! જા...ત્રેવાં ન કાઢ ડાહી થા. જેવું ત્હારૂં નસીબ. એમાં હું કે કોઇ શું કરે?"

લાચાર ડરપોક પિતાના આવા લૂલા જવાબે દિલાસો લેવા–મદ-દની આશાએ દોડી આવેલું એ અભાગીનીનું દીલ ભાંગી ગયું. ત્યાં તો પાછળથી કોઇએ એનો ચોટલો પકડ્યો. 'રાંડ...કર્કશા...નેસ પગ-લાંની...'એવી વધામણી સાથે એને ધસડી જવામાં આવી. ગરીબડી બકરી ફરી કસાઇવાડાને ખીલે બંધાઇ. એના બંને હાથ બે ડોસીઓએ પીઠ પાછળ મજબુતાઇથી દબાવી રાખ્યા. એની શકિતના ફુંફાડા શાન્ત પડી ગયા. એની આંખે અંધારાં ફરી વળ્યાં. નિર્દય ચાંડાળોના હાથમાં ફસાયલી બકરીએ એક તીણી ચીસ નાખી. પોતાનું વાળવિહીન મસ્તક

જમીન સાથે અફાળી એણે રૂધીરથી રંગી મૂક્યું એ બેકારા બની ત્યાં જ તૂટી પડી. સર્વ કોઇ એને ત્યાં પડતી મુકી પોતપોતાને કામે ચાલતા થઇ ગયા. સ્વ. રાજકવિ કલાપી કહી ગયા છે, કે: "છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન સૌભાગ્યથી કંઇ!" એ વૈધવ્ય તે આ!!! આવી ફરજિયાત વૈધવ્યની વેદી પર રોજ ઉઠીને આવી કેટલી આર્યકન્યાનાં જીવન હોમાતાં હશે?

ઓ હિન્દુસમાજ! એક વાર તો એનો વિચાર કર.

---

પુષ્પ: ૪

## "સાવકીનો સ્નેહ"



જ્યારે જાગી, એની મીંચાયલી પાપણો ઉઘડી, ત્યારે એણે પોતાને પોતાના પિતાના ઘરમાં–પીએરમાં એક અંધારા ઓરડામાં એકલી ફાટી–તૂટી સાદડી ઉપર પડેલી જોઇ. એના હાથ બોડા હતા, માથું મુંડાયલું હતું. શરીર ઉપર મરજિયાત નહિ પણ ફરજિયાત વૈધવ્ય પાલનના ચિહ્ન તરીકેનું ક્રુર હિન્દુસમાજનાં કાળાં ઘોર પાપોનું સૂચક એક ફાટું લુગડું લપેટાયલું હતું. અંધારામાં–એકાન્તમાં એ બાપડી રી. એકાએક બુમ મરાઇ ગઇ: "બા...ઓ...બા...ઓ...બાપા..."

"શું છે? એની સાવકી મા લાલચોળ આંખે ગર્જતી બંધ બારણા પાસે આવી ઉભી રહી.

"મ્હને બ્હાર કાઢો, અંદર બ્હીક લાગે છે."

"તોફાન કરી લોકોને એકઠાં કરવા હશે, કેમ? ઘરની અને ત્હારા બાપની આબરૂના કાંકરા કરવા છે કેમ?"

"ના, બા! હવે હું તોફાન નહિ કરૂં. તું કહેશે એમ કરીશ. પણ મ્હને જરા વાર બહાર અજવાળામાં......"

"બહાર આવવું છે! રાંડ અભાગણી! માથાનો મુગટ જેવો મુગટ ગયો, તોય હજુ ત્હારાં ચટાકાં નથી પૂરાં થયાં, કેમ? એવાં શોખ હતા, ત્યારે એવાં અધૂરાં નસીબ લઇને ન્હોતું જન્મવું. શું ઉજળું મોઢું લઇને હવે તું બ્હાર જવાની વાત કરે છે? ત્હારાથી હવે આ ઘરની બ્હાર ટાંટીઓ સરખો પણ નહિ મુકાય, સમજી? હવે તો આ ઘરમાં જ ગદ્ધાવૈતરૂં કરી ખૂણો પાળવાનો."

"ઓ બહેન એવું દુઃખ ક્યાં સુધી?"

"બરાબર એક વરસ સુધી."

"એ...ક...વ...ર...સ...ઓ બા! એટલા બધા દિવસ એકલાં આમ કેમ નીકળશે?"

"કેમ, તે એની મેળે જ તો! આખી દુનિયાના નીકળે છે ને, ક્યાં ત્હારી એકલીના જ...લે ચાલ. ઉઠ, જલ્દી થા. ચુપચુપ જઇને આટલું ઘંટીએ ફેરવી લાવ. યાદ રાખજે, ખબરદાર જો મ્હને વગર પૂછ્યે ઘર બ્હાર પગ મુક્યો તો! કે કોઇની સાથે વાત પણ કરી તો! પગ જ ભાંગી નાખીશ, જીભ જ તોડી નાખીશ..."

ભૂખ્યે પેટે અને તરસ્યે કંઠે એ અભાગીની આર્ય બાળવિધવા આંસુથી દડદડતી આંખે દળણું દળવા બેઠી. એની આંખમાંથી પળેપળે અભિશાપનાં આંસુ ટપકતાં હતાં. હિન્દુ-સમાજની ભોગ લેનારી રૂઢી ઘંટીમાં એણે મુઠ્ઠીએ મુઠ્ઠીએ પોતાના સુખ સ્નેહ અને સંતોષનાં અનાજ ઓરવાં-દળવાં-સદાને માટે પીસવાં શરૂ કર્યાં.

ત્યાં એને નજર સ્હામે ભીંત પર એના મૃત પતિ નિશાનાથનું છાયાચિત્ર દેખાયું. કેમ જાણે એ એને એના છેલ્લા શબ્દો યાદ દેવડાવી પૂછતું ન હોય! "કાં નિશા! આત્માર્પણના ઇતિહાસ લખાય છે કે આંસુઓના?"

ઘંટી ફરતી અટકી ગઇ. આંખના ડોળા સ્થિર થઇ ગયા. એ શો જવાબ દે? અત્યારે તો એ આંસુની ઇમારત ચણી રહી હતી, આંસુનો જ ઇતિહાસ આલેખી રહી હતી. એનું હૈયું ભરાઈ આવ્યું. બેધ્યાનપણામાં એ ઉભી થઇ ગઇ. એ હાથ જોડી ભૂલની ક્ષમા માગતી એ બડબડી ઉઠી: "ના...ના...કદાચ...આખો નહિ તો આંસુઓના ઇતિહાસનો અંતિમ ભાગ પણ આત્માર્પણના પ્રસંગથી આલેખી બતાવીશ..."

"હજુ તું બાળક છે, વાર છે. મસ્તાની યુવાનીને આવવા દે. પછી એની દીવાની મસ્તીમાં સરકતાં આટલી બાકી રહેલી સંયમ–નાવ પણ એના વિચિત્ર ભરતીના વેગમાં સપડાઈ જશે છતાં પણ જોજે... ...સંભાળજે...આત્માર્પણના ઇતિહાસ લખતાં લખતાં...આંસુની ઈમારત ચણતાં ચણતાં...અનીતિના પાયા ન નંખાય......"

આ છેલ્લી ભવિષ્યવાણીમાં એને સમજણ ન પડી "ઉભા રહો...મ્હને સમજાવો..." કહી એ એમને પકડવા દોડી. પણ છાયામૂર્તિ અલોપ થઇ ગઇ. જ્યારે ગરમ દુધની તપેલી લઇ સ્હામી આવતી સાવકી માતા સાથે એ અણધારી આથડી પડી. ઉકળતું દુધ અભાગીની નિશાના આખા શરીર ઉપર પડયું. એ બુમેબુમ મારવા લાગી. ત્યાં ઉપરથી દુધ ઢોળાયાથી ખીજાયલી નિર્મળાના હાથના સપાટાએ દાઝયા ઉપર ડામની ગરજ સારવા માંડી. 'રાંડ આંધળી! જોતી નથી,

ક્યા ત્હારા માટીને ભેટવા હાથ પહોળા કરી આંખ મીંચીને દોડતી હતી...? રાંડ અપશુકનીયણ! સવારના પ્હોરમાં જ દુખ દીઠ્યું..." વગેરે વગેરે એક પછી એક વિશેષણો એના મોઢામાંથી ધનુષમાંથી તીર છૂટે એમ છૂટવાં લાગ્યાં.

ધંટીને ખીલડે ખીલડે એના લાલ લાલ થતાં ઝઝેલાં પડેલાં શરીર ઉપર નિર્દય સાવકીએ પોતાનો ક્રોધ ખાલી કર્યો. એટલામાં બહાર ગએલો નિર્બળનાથ ત્યાં આવી પહોંચ્યો એણે આવીને એ કર્કશાના હાથમાંથી એને છોડાવી. પરંતુ આટઆટલું અયોગ્ય વર્તન અને આવો હૃદય ઉકાળે એવો અસહ્ય અનાચાર જોવા છતાં પણ એ બાયલો બાપ એની નવી સ્ત્રીને એક શબ્દ સરખોય ન કહી શક્યો.

પૂરે એક પખવાડીએ એને કંઇક આરામ થયો. એની પાસે એની નવી મા ભાગ્યે જ ફરકતી. ગમે તેવા પણ બાપને એને માટે જરા લાગતું, અને નવીનો કડક ધાક છતાં એ સવાર સાંજ બે વખત એને દુધની કાંજી આપવા જતો. બાકી દવા પણ એ બાપડી પોતાને હાથે જ જેમ તેમ લગાડી લેતી હતી.

આમ એક પછી એક એના દુઃખના દિવસ કપાવા લાગ્યાં. અને એક મધ્યરાત્રે એ અભાગીનીને પાણીની સખત તરસ લાગી. હવે એને આરામ થઇ ગયો હોવાથી એ ઉઠીને આમતેમ હરીફરી શકતી હતી. અંધારામાં આમતેમ ફાંફાં મારતી મારતી એ પાસેની પાણીની ઓરડીમાં ગઇ. પરંતુ પાણી પીને પાછા ફરતા નવી માતાના શયનખંડમાં ખડખડાટ હસવાનો અવાજ આવ્યાથી એ એકાએક ચમકી. હૈયું ભેદ જાણવા અને આંખો નાટક નિહાળવા અધીરાં બન્યાં. પગ સત્વર બારણા પાસે પહોંચી ગયા. એ નીચી વળી બારણાની ફાટમાંથી એ અંદર ભજવાતો નાટક જોવા અને સાંભળવા લાગી.

અંદર ઝાંખો ઝાંખો દીવો બળી રહ્યો હતો. એ ઝાંખા તેજમાં એણે જે દ્રશ્ય અંદર જોયું, તે જોતાં જ એના મોઢામાંથી અફસોસનો એક દુઃખદ ઉદ્દગાર સરી પડયો " ઓ પ્રભુ! હું જ એક અભાગીની મ્હારે વિધવાને માટે હવે સ્નેહ અને સંસાર–સુખની આશા જીવનભરમાં પણ નહિ! અરેરે! આ તે સમાજનો કેવો અન્યાય! કેવો સીતમ!" એની આંખો અને હૈયું ભરાઇ આવ્યાં.

* * * *

" જો ત્હારે માટે આ અમ્બર લાવ્યો છું. પ્હેરી જો, તને ગમે છે ને!"

" જોઉં...જોઉં..."

નિર્મળાએ નિર્બળનાથના હાથમાંથી હર્ષભેર એ આંચકી લીધું. વ્હેલી વ્હેલી ઘડી ઉકેલી એણે એ પોતાની દેહલતા ઉપર ઓઢાડી દીધું. કબાટના આયનામાં પોતાના સૌંદર્યનું પ્રતિબિંબ પડતું નિહાળી એ કંઇક અભિમાનપૂર્વક બોલી: " કહો જોઉં, હવે હું કેવી લાગું છું?"

" જાણે બીજી રંભા..." કહી નિર્બળનાથે પાછળથી આવી એનો પાલવ પકડયો.

" ખસી જાવ, ચોળાઇ જશે. પણું ઘડી વાળી કબાટમાં મુકી દેવા દયો. કાલ દર્શને જઇશ, ત્યારે પ્હેરી જઇશ, ને પેલી વિમળાને નાકનું ટીચકું ચઢાવીને બતાવીશ, કે લે...જો..."

હાથ છટકાવી ઘડી વાળી કબાટના ખાનામાં ગોઠવી એ હસતી હસતી બોલી: " હેં...કહો તો ખરા, કેટલાનું લાવ્યા?"

"હવે તે જાણીને ત્હારે શું કામ છે? ત્હારે ત્હારે પહેરવાની પંચાત."

" ના, ના, તો પણ મ્હારા સોગન..."

"આમ પાસે આવ, જો કાનમાં કહું..."

"મશ્કરી તો નથી કરતાને?"

"અરે વળી મશ્કરી કેવી! ખરેખર કહું."

"ના...બા...તમે પુરુષો તો લુચ્ચા રહ્યા. તમારો ભરોસો કોણ કરે?"

"તારા જેવી ભોળી ભામાઓ જ તો...વળી બીજું કોણ?"

એટલું કહેતા નિર્બળનાથે પત્નીને હાથ પકડી પાસે ખેંચી. પછી હૃદય સાથે હૃદય અને હોઠ સાથે ગાલ દબાયાં. એ રસભીનું દ્રશ્ય અભાગીની નિશાની આંખે પડયું. એના રોમેરોમમાં અજબ ઝણકારા ઉત્પન્ન થયા. એની વિકારી આંખોએ ફરી ફરી એ દ્રસ્ય નિહાળી એના નિર્મળ દિલમાં ગંદકી કરવા માંડી એટલામાં ઝાંખો બળતો દીપક પણ આંખો ઉઘાડી રાખતાં કેમ જાણે શરમાતો ન હોય એમ અચાનક બુઝાઇ ગયો. અંદર અંધારું ઘોર થઇ ગયું. એટલે અભાગીની વિધવા પણ આંખો મીંચી પીઠ ફેરવી પોતાના ઓરડામાં ચાલતી થઇ.

* * * *

બીજે દિવસે સ્હવારે જ્યારે નિર્મળા બહાર કુવે પાણી ભરવા ગઈ, ત્યારે વાસીદું વાળતી હાથમાં સાવરણી લઇ કચરોપૂંજો કાઢતી એ નાદાન નિશાને પેલા કબાટ પાસે પહોંચતાં એક અજબ તરંગ સ્ફૂર્યો. રાત્રીનો બનાવ એની આંખ આગળ હજુ એમનો એમ તરવરતો હતો. નહિ જોવાનું એણે જોયું હતું, નહિ સાંભળવાનું એણે સાંભળ્યું હતું. એની નિર્મળ અવિકારી આંખમાં વિકારના લાલ–પીળા રંગ બદલાવા લાગ્યા. પવિત્ર હૃદયમાં પાપી વિચારના–મલિન ભાવનાના પડછાયા પડયા. અને એ કલુષિત વાતાવરણના પ્રભાવે એ સાફ આયનામાં ડાઘ પાડવા એક રજકણ ઉડી. એની મરી ગએલી નહિ, પરંતુ ઉદ્‌ભવેલી જ નહિ એવી

કુમારી વાસના ઉત્તેજિત થઇ. કુમારૂં દીલ ડગ્યું-ડંખાયું. સફેદ વસ્ત્ર ઉપર કલંકનો કાળો ધબ્બો પડયો. મનોવૃત્તિને વશ થઇ એ પરવશ યુવાન વિધવાએ વિકારની સીડીને પ્રથમ પગથીએ પગ મૂકયો. ધીરે રહી કબાટનું ખાનું ઉઘાડી પેલું લખલખતું અમ્મર બહાર કાઢયું. આરસા સહામે ઉભી રહી આવડે એમ શરીરે વીટાળ્યું.

એમાં પોતાનું ઝળહળતું પ્રતિબિંબ નિહાળતાં આંખમાં ઝળઝળીઆં ભરાયાં. એ બોલીઃ "અરેરે દુધ જેવા શ્વેત ચંદ્રમાં આ મૃગલાંછન સમું કાળું કલંક! ઇશ્વરદત્ત અદ્વિતિય સૌન્દર્ય-દર્પણમાં વેશકેશવિહિન એવો વૈધવ્યનો ઓળો! ઓ ભગવાન્! એ હવે કેમ ભૂંસાય? અને ન ભૂંસાય, તો પછી એ અંધારૂં કેમ રહેવાય? આવું રસહીણું જીવન જીવનભર કેમ કરી જીવાય?"

વિચારની પરંપરામાં એ એટલી તો આગળ વધી ગઇ, કે એને પોતાની સાવકી મા પાણીના બેડાં સાથે આવી કયારનીય પાછળ ઉભી રહી છે, એનુંય ભાન ન રહ્યું. જ્યારે એની માએ લાલચોળ આંખે બેડું હેઠે મુકી નીચે પડેલી સાવરણી ઉપાડી એના બરડામાં ઘા કર્યો, ત્યારે જ એની વિચારનિદ્રા ઉડી ગઇ. "હવે શું થશે?" એ વિચારે બ્હાવરી બની એ બાપડી જ્યાં ને ત્યાં જડવત્ ઠરી જ ગઇ. અને પેલી દયાહીન રાક્ષસી સ્વભાવની સાવકી મા! એની વાત જ શી કરવી? પાંચ દશ તમાચા મારી અબડાઇ ગએલું અમ્મર એના શરીર ઉપરથી ઉતારી લઇ એને નીચે ચત્તીપાટ નાખી સાવરણી સાવરણીએ ઓરડીનું ઝાડ ઝૂડે એમ એણે ઝૂડી નાખી. એ હૃદયકંપિત દ્રશ્યનો કલમ ઉલ્લેખ કરે, એના કરતાં તો કલ્પના અને અનુભવ જ બસ છે.

→ આવો સાવકીનો સ્નેહ કોઇ સદ્દભાગીને જ સાંપડે છે! ←

## " સ્વાગતની તૈયારી "



આશા અને અરૂણા મા–દીકરીએ બહુ બહુ કર્યું, પણ આનંદરાય એકના બે ન થયા. વીસ વીસ વર્ષનો એ સ્નેહ–સંબંધ એક પલકમાં વિસારે મૂકી એમણે વિલાયત જતા અનંતને વળાવ્યો સરખો પણ નહિ. છતાં જેને વર્ષો સુધી પેટના પુત્ર તરીકે રાખેલો, ન્હાનેથી ઉછેરી મ્હોટો કરેલો, અને જેના પિતાને મૃત્યુ સમયે અભય વચન આપેલું, એની સ્મૃતિ એ અંતઃપટેથી કેમે કરી ભૂંસી શક્યા નહિ. આ બાજુ ભગ્ન હૃદયે અભ્યાસ માટે ઉપડેલા અનંતની સ્થિતિ પણ એવી જ હતી. મુસાફરીનું એ એક પખવાડીયું એને વ્હાલાંઓનાં વિયોગે વર્ષો જેવું લાગ્યું.

પૂરી પંદર દિવસની મુસાફરી પછી એણે પશ્ચિમ પ્રદેશને કિનારે પગ મૂક્યો. ત્યાં પહોંચતાં જ એણે પોતાની ક્ષેમકુશળતાનો પત્ર આનંદરાય ઉપર લખી નાખ્યો. પરંતુ એમના તરફથી એને જવાબ ન મળ્યો. તેમ છતાં એ આશાવાદી યુવાન નાહિંમત ન થયો. અભ્યાસમાંથી નિવૃત્ત થતા દર પંદર દિવસને આંતરે એણે એક પછી એક વિનયભર્યાં પત્રો લખવા ચાલુ રાખ્યાં.

આમ લગભગ છ માસ નીકળી ગયા. દરમ્યાન નિશાનાથના પિતા નવલરામ કે જેઓ પોતાના વડીલ પુત્રના અકાળ મૃત્યુ–ઘાથી બિછાને પછડાયા હતા, અને ઉમ્મર લાયક પુત્રની ઇચ્છા વિરૂદ્ધનાં લગ્ન લેવાનું કડવું ફળ અનુભવી યોગ્ય પ્રાયશ્ચિત્ત કરી રહ્યા હતા, તેમણે એકાએક

દેહ મૂક્યો. એમનાં મૃત્યુથી તમામ સ્થાવરજંગમ મિલકતનો એકલો માલીક હવે સ્વ. નિશાનાથનો ન્હાનો ભાઈ નિર્ગુણનાથ થયો.

આ નવલરામ આનંદરાયના સ્નેહી હોઈ શ્રીમાન ખાનદાન અને ગ્નાતિના પટેલ હતા. વ્યાપારને અંગે લાંબો વખત થયા એઓ આનંદરાયની માફક આજ કેટલાંય વર્ષથી મુંબઈ આવીને રહ્યા હતા. બાકી એમનાં મૂળ ઘર–બ્હાર ને વતન હજુ સુરતમાં જ હતા. પુત્રને પરણાવવા એ બાપડા સુરત પધાર્યા, અને વહુ લઇ આવી સ્ત્રી વિનાના ઘરની ખોટ દુર કરવાને બદલે ઉલ્ટા પુત્રને ખોઇ પોતે પણ તાવ લઇ મુંબઇ પાછા ફર્યા, અને ત્યાં જ પુત્રની પાછળ છ માસે પોતાનો છેલ્લો શ્વાસ છોડયો.

પિતાની મૃત્યુક્રિયા પુરી થતાં સોળમે જ દિવસે નિર્ગુણનાથે તમામ મિલકતનો કબજો પોતાને હસ્તક લીધો. ન્યાતના પંચે એના પૈસાને જોઇ એના પિતાની પટેલાઇ પાછી એને જ સોંપી. મરનારનાં કાગળ-પત્રો ઉથલાવતાં નિર્ગુણનાથને માલમ પડયું, કે: " આનંદરાયને પોતાના પિતાએ એક હજાર રૂપીઆ વગર વ્યાજે હાથ–ઉછીના (પ્રોમીસરી નોટ પર ) ધીર્યા છે, જે હજુ પાછાં ભરપાઇ થયાં નથી."

બીજે જ દિવસે એ આનંદરાયને મળ્યો. પોતાના પિતાએ ધીરેલા રૂપીઆની ઉઘરાણી કરી. એક દુ:ખમાં દાઝી રહેલા આનંદરાયને આ અચાનક આવી પડેલી બીજી આપત્તિના નિવારણનો કોઇ માર્ગ ન જડયો. છતાં એમણે સવિનય સમજણ પાડી: " ભાઇ નિર્ગુણ! તું ગ્નાની છે, સમજુ છે. ત્હારા પિતાને અને મ્હારે અસલથી મિત્રતા હતી. અનંતના અભ્યાસને માટે મ્હેં એમની પાસે એ નાણાં લીધાં છે. અને દોઢ વરસમાં એ પાસ થઇ વિલાયતથી આવી પહોંચી વકીલાત શરૂ કરશે, એટલે એ તમામ નાણાં હું..."

"તે નહિ બને, હું એટલો બધો લાંબો વખત સુધી થોભી શકું એમ નથી."

"તો પછી બીજો ઉપાય! મ્હારી પાસે હાલમાં તો ઝેર ખાવા રાતી પાઇ પણ નથી."

"જુઓ આનંદરાય! તમારે દેવામાંથી મુક્ત જ થવું હોય તો એક રસ્તો છે."

"શું?"

"તમારી આશાનો વિવાહ મ્હારી સાથે કરો."

"અને નહિ તો?"

"નહિ તો પછી લાચારીથી મ્હારે કોર્ટનો આશ્રય લેવો પડશે."

"ઠીક છે, જોઇશ. હું વિચાર કરીને કાલે જવાબ દઇશ."

આમ એક પછી એક વ્યથાથી પિડાતા અનંતરાયે આખરે રાત્રે પોતાની પ્રિયતમા અરૂણા પાસે વર્ષોથી દાટી રાખેલી હૃદયની છાની વાત છચોક ખુલ્લી કરી નાખી, એટલું જ નહિ પણ નિર્ગુણનાથે બદલામાં કીધેલી આશાના હાથની માગણી પણ જણાવી દીધી. આ પછી પતિ–પત્ની વચ્ચે વિચારો અને દલીલોની પુષ્કળ આપ–લે થઈ. આખરે આનંદરાય પત્ની તરફથી 'તમારા મિત્ર નવલરામે પોતાની ઈચ્છા વિરૂદ્ધ પુત્રનાં લગ્ન કરી શો સાર કાઢયો?' એ બોધપાઠ મળતાં શાન્ત થઇ જઇ એના વિચારને સંમત થયા. ગમે તે ભોગે અનંત પાછો ફરે ત્યાં સુધી થોભી જવાનો એમણે મક્કમ નિર્ણય કર્યો.

બીજે દિવસે આશાભર્યો નિર્ગુણ જવાબ લેવા આવ્યો. આનંદરાયે એને કહ્યું: "જુઓ નિર્ગુણનાથ! આશા અનંતને ચ્હાય છે, અને હમણાં હું એને વિવાહની વાત કાઢી વધુ છંછેડવા નથી માગતો. કારણ

કદાચ આવેશની મારી એ આપઘાત કરી બેસે. તેમજ આપના પિતાના મૃત્યુને પણ હજુ પૂરૂં વર્ષ નથી થયું. એટલે મ્હારો વિચાર હાલ તુરત અનંત વિલાયતથી પાછો ફરે ત્યાં સુધી વિવાહની વાત મુલતવી રાખવાનો છે. આ દરમ્યાન એ એને ભૂલી જશે. આમ એનું મન પણ સચવાશે, અને કદાચ આપનું ધાર્યું પણ થશે. હું તમને ચોક્કસ વચન તો નથી આપી શકતો, પણ જો ચંદ્ર મ્હારા કહ્યા મુજબ પોતાનું વર્તન નહિ ચલાવે, તો હું મ્હારી આશાનો વિવાહ બીજા કોઈ સાથે ન કરતા તમારી સાથે જ કરવાની તમને આશા આપું છું. અને તે દરમ્યાન તમારા દીલના સંતોષને ખાતર મ્હારૂં આ મકાન હું આપના નીકળતા રૂપીઆ પેટે આપને ત્યાં ગીરરૂ મૂકવાનું લખાણ લખી આપું છું."

ડોસો દુધમાં ને દહીંમાં બંનેમાં પગ રાખવાની રમત રમે છે, એમ જાણ્યા છતાં નિર્ગુણે એની એ વાત કબુલ રાખી. કારણ એ સિવાય બીજો રસ્તો જ ન્હોતો. જો નસીબમાં હોય તો બે વર્ષે કદાચ આશા ફળી પણ જાય, અને ન ફળે તો પોતાને કંઇ નુકસાન પણ નથી, એમ વિચારીને એણે કોર્ટમાં દાવો માંડી આનંદરાય સાથે દુશ્મનાવટ બાંધવાનો વિચાર પડતો મુકયો. એણે મકાનના દસ્તાવેજ તથા ખતકબાલા પોતાને હસ્તક લઇ એમની પાસે યોગ્ય લખાણ લખાવી લીધું. અને કેવળ પુત્રીના સુખને ખાતર આનંદરાયે મુંગે મોઢે એ બધું લખી આપ્યું. પરંતુ આ વાત પુત્રીને કાને ન જાય, એવી એણે પત્નીને સૂચના કરી દીધી.

પિતાના આ નિર્ણયની વાત માતાને મોઢેથી જ્યારે પુત્રીએ જાણી ત્યારે એની આંખમાં હર્ષાશ્રુ ઉભરાયાં. એણે માતાની સંમતિથી એક

લાંબો પત્ર અનંત ઉપર લખ્યો. એમાં એણે જણાવ્યું, કે: "તમારા અભ્યાસને માટે પિતાજીએ નિર્ગુણનાથના પિતાનું એક હજાર રૂપીઆનું દેણુ કર્યું હતું. એમનો દેહાંત થવાથી નિર્ગુણનાથ હવે એ નાણાંની વારંવાર ઉઘરાણી કરે છે. બાપૂએ તમારા આવતા સુધી રાહ જોવાની એને વિનંતી કરી છે. તે ઉપરાંત તમે પાછા ફરો ત્યાં સુધી મ્હારા વિવાહને માટે પણ થોભી જવા એમણે નિશ્ચય કર્યો છે. તો હવે આપ પરીક્ષા પસાર કરી નાહક ત્યાં ન રોકાતા જલ્દી અહીં પાછા ફરશો, એવી આશા રાખું છું...વગેરે વગેરે..."

અને આ પ્રેમાળ પત્રનો જવાબ એવો જ અનુકંપા પ્રેમ અને વિનયથી ભરેલો મળ્યો. પોતાને દેણુથી આજ દિન પર્યંત અજ્ઞાન રાખવા બદલ દીલગીરી દર્શાવવા ઉપરાંત જો જરૂર પડે અને નિર્ગુણનાથ ન જ સમજે, તો છેવટ પોતાના બાપીકા મકાનને વેચી નાખી એના દેવામાંથી મુક્ત થવાનું પણ એણે આજીજીપૂર્વક આનંદરાયને લખી દીધું. અનંતના આ કાગળે આનંદરાયનાં દુભાયલા દીલને કંઈક અંશે મનાવી–સમજાવી લીધું.

આમ પત્રવહેવારમાં જોતજોતામાં દોઢ વરસ પસાર થઇ ગયું. આશાના પ્રેમાળ પત્રથી ઉત્સાહિત થતાં એનું ઉદાસ રહેતું મન અભ્યાસમાં એવું તો ચ્હોંટયું કે પરીક્ષામાં એ પહેલે જ વરસે પસાર થઇ ગયો. બાર–એટ–લૉની ડીગ્રી મળતાં જ એણે મુંબઇ આવવા સ્ટીમર પકડી.

જોતજોતામાં સ્ટીમર એડન આવી લાંગરી. એડનથી મુંબઇની મુસાફરી પાંચ દિવસની કહેવાય છે. ત્યાંથી જ એણે આનંદરાય ઉપર પોતાના આગમનની ખુશાલીનો તાર મૂકયો. "હું પરીક્ષામાં પસાર થઇ આવું છું. આજથી પાંચમે દિવસે મુંબઇ ઉતરીશ."

તાર આવતા એકલી આશાનું હૃદય આનંદથી થનગની ઉઠ્યું. એમ નહિ પરંતુ આનંદરાયની આંખમાં પણ હર્ષનાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. "છોરૂ કછોરૂ થાય, પણ માતા પિતાના પ્રેમ ના પલટાય." એવા પત્નીના અત્યાગ્રહે હારી ભૂતકાળના અપમાનનો ઘુંટડો ગળી જઇ એમણે સ્હામે લેવા જવાની તૈયારી કરી. પોતાના વિજયવન્તા પ્રેમીને પુષ્પહારે વધાવવા એમની સાથે જવા આશાએ પણ જીદ લીધી. હા—ના કરતા આખરે આનંદરાયે એને હા પાડી. એ હર્ષઘેલી આશાભરી બાળાએ પોતાના જીવનસખાનું સ્વાગત કરવાની તૈયારી હવે મન મુકીને કરવા માંડી.

પછી પાંચમે દિવસે પિતા—પુત્રી એલેકઝાન્ડર ડોક જવા ઉપડયા.

---

## પુષ્પઃ ૬ "પીએરથી સાસરે"



નિશાને ગંગાસ્વરૂપ થયાને આજ લગભગ બે વર્ષ વીતી ગયા હતા. આ બે વર્ષ દરમ્યાન સાવકી માતાના સામ્રાજ્યમાં સુખદુઃખ સહન કરી અવશેષ આયુષ્ય પુરૂં કરવા એ ટેવાઇ ગઇ હતી. નિર્ગુણનાથે એના પિતાની વરસી (વર્ષ દિવસ પછીની મરનારની ક્રિયા) વાળી, ત્યારે એના અત્યાગ્રહને વશ થઇ એની સાવકી માએ એને ખુણો મુકાવવાને બ્હાને બ્હાર કાઢી. માની સાથે એ મુંબઇ ગઇ, અને પરતંત્ર કેદી આત્મા બે પાંચ દિવસ દીયરીઆનાં રાજ્યમાં સ્વાતંત્ર્ય સુખમાં મ્હાલ્યો. નિર્ગુણનાથના કહેવાથી નિર્મળાએ એના ઉઘાડા હાથમાં સોનાની

બે તાર જેવી તૈયાર બંગડીઓ લઈ પહેરાવી. "વિધવાથી માથામાં તેલ ન નખાય" એ માન્યતાને ઉંચી મુકાવી દીયરે એને માતા પાસે બાવરણ જેવા માથામાં બે દિવસને આંતરે ધુપેલ નાખી સાદા વાળ હોળવાની મંજુરી અપાવી. એટલું જ નહિ પણ વિદાય થવાને આગલે દિવસે નિર્ગુણનાથ સીનેમા જોવા જવા માટે ત્રણ પાસ પણ લખાવી લાવ્યો.

નિર્મળાએ પહેલા તો 'કોઈ જાણે તો ખરાબ લાગે, ન્યાતમાં વાત થાય' એમ કહી નામરજી બતાવી, પરંતુ બટકબોલાં નિર્ગુણે નિર્મળાને કંઇ કંઇ અષ્ટંપષ્ટં સમજાવી તૈયાર કરી દીધી. પણ નિશાને સાથે લઇ જવી કે કેમ ? એ વાતનો એના દિલમાં હજુ ડગડગો રહી ગયો. એણે સાંજના જલ્દી જલ્દી રાંધી વાળું કરાવી નાખી હુકમ ફરમાવ્યો: "ચાલ...વ્હેલી વ્હેલી પરવારી લે. આજ અમે સીનેમા જોવા જવાના છીએ. તું જાગતી રહેજે. સુઇ ન જતી. અમે મોડાં-વ્હેલાં આવીએ તો બારણું ઉઘાડવાના છે."

"બા! મ્હને પણ સાથે નહિ લઇ જાવ ?"

"ત્હારાથી નાટક સીનેમામાં ન જવાય."

"બા! આટલી એક વખત લઇ જાને, પછી કોઇ દિવસ..." એ બાપડીએ ડરતાં ડરતાં આજ આટલી જીભ ચલાવી.

"અને આ રાતના એંઠા વાસણ કોણ ત્હારો બાપ અજવાળશે ?" અપરમા આકાશમાં મેઘ ગાજે એમ ગાજી.

"હું સવારે વ્હેલી ઉઠીને અજવાળી નાખીશ."

વધુ વાટાઘાટ થાય એ પહેલા ત્યાં નિર્ગુણનાથ આવી પહોંચ્યો. "શું છે ?" પૂછતાં નિર્મળાએ 'એને કંઇ લઇ જવાય ? કોઇ ઓળખીતું

જુએ તો!' એવી દલીલ કરી. પણ નિર્ગુણનાથે 'ફિકર નહિ, ભલે આવે' કહી એને પણ સાથે લઈ લેવા નિર્મળાને કહ્યું.

કલાકોનો સખત કારાગૃહવાસ સેવ્યા પછી આજ બહુ દિવસે એ બાપડીને ઘરનો ઉમરો ઓળંગીને બહારનું જગત જોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. અને એને માટે હેતાળ દીવરીઆનું હેત એનાં હૈયામાં જડાઇ ગયું. લાંબા વખતથી આંસુ વહાવી વહાવી ફીકી પડેલી ગએલી એની નયનકીકીઓમાં આજ આનન્દનાં પૂર રેલાયાં. એણે ઝટપટ પોતાનું કાર્ય આટોપવા માંડયું, ત્યાં અંદરથી બૂમ પડી: "ચાલ, હજુ શું કરે છે? ટાઢા પથરા! જલ્દી રસોડામાંથી બહાર નીકળ, ને લુગડાં પહેર. જવાનો વખત થયો."

એ બાપડી મેલાં–ઘેલાં ફાટાં–તૂટાં વસ્ત્રોમાં મ્હાર નીકળી આજ એને સોનાનો સુરજ ઉગ્યો. સાવકી માતાએ તેલના પાંચ સાત ટીપા એના વીખરાએલા વાળમાં નાખતા કહ્યું: "ચાલ, ચોટલો વાળી લે. અને લે, આજનો દિવસ આ મ્હારા ઘરમાં પહેરવાના ચણીઓ, ચોળી ને લુગડું બદલું છું, તે કપડાં પહેરી લઇ તૈયાર થઈ જા"

સાવકી માતાએ સાડી પરિધાન કરી કપડાં બદલ્યાં. એ ઘરમાં પહેરવાનાં વસ્ત્રો તો એને મન અણમૂલાં સોળ શણગાર સમાન હતાં. લુખ્ખા વાળમાં કાંસકી ફેરવી એણે આજ અંબોડો વળાવ્યો. અને હરખાને હૈયે કપડાં બદલ્યાં. પછી નિર્ગુણનાથ સાથે બંને ઘોડાગાડીમાં બેસી સીનેમા જોવા ઉપડયાં.

આજકાલ ઉતરતી એ મદિરાપાન, વેશ્યાબાજી, બળાત્કાર, પ્રેમલા–પ્રેમલીનાં શૃંગારિક ટાહ્યલાં અને ચુંબાચુંબીના નિર્લજ્જ તેમજ કલ્પિત પ્રસંગોથી ઉભરાતી એવી એ ફીલમ જોઇને મોડી રાત્રે બધા

પાછા ફર્યાં. પરંતુ એ ચિત્રપટે નિશાના હૃદય પર ઘણી જ ખરાબ છાપ પાડી એમાંનું એક શૃંગારિક દ્રશ્ય જોતાં એને તે રાત્રે જોયેલા પોતાના માબાપના એ પ્રણય-નાટકની પાછી સ્મૃતિ થઇ. પોતાના મરતા પતિદેવના શબ્દો અને અંતિમ પ્રતિજ્ઞાને એ વીસરી ગઇ. દીવાની જુવાનીમાં દુનિયાનાં આવાં અજબ રંગરાગો જોતાં મસ્તાની મસ્તીમાં સંયમની શિલા નીચે આજ દિન પર્યંત દબાયલી એવી એની વિકારવૃત્તિ છટકી ગઇ. બાણ ધનુષ્યની કમાનમાંથી એક વાર છૂટી ગયા પછી એ કેમ કરી રોકાય? ભરતીના પાણીનો વેગ આડી પાળને તોડી એક વાર આગળ ધસી ગયા પછી એ કેમ કરી અટકાવાય? તેમ મર્કટ મનડું એકે વખત સંયમ મદારીના હાથમાંથી છટક્યું, પછી એને કેમ કરી પાછું ખેંચાય? કાબુમાં રખાય?

વંઠેલ વાતાવરણે અને એકસામટી સ્વતંત્રતાએ એના પવિત્ર વિચારોમાં એકાએક પરિવર્તન કરી નાખ્યું. એના નાજુક હૃદય પર એ ચિત્રપટની નખરાબાજ અને હલકી છાપ પડતા એની મરી ગએલી વિકારી વાસનાનો પુનઃ ઉદ્દ્ભવ થયો. દુનિયાના વિલાસ-વૈભવો જોઈ એની સંયમી વૃત્તિ હવે અંજાવા-ઝંખાવા લાગી.

એવામાં બીજે દિવસે નિર્મળાએ જવાની તૈયારી કરી. નિર્ગુણનાથે એને થોડો વખત નિશાને મુકી જવા માટે વાત છેડી જોઇ, પણ 'હમણા તો નહિ, એના બાપને પૂછીને પછીથી મોકલાવીશું. તમે કાગળ લખજો' એવો ટુંકો ને ટચ ઉત્તર આપી એણે એ બાબતમાં મૌન સેવ્યું.

ફરી પાછી એ સાસરેથી પીએર આવી કેદખાનામાં પૂરાઇ. પરંતુ હવે એ પહેલાની કહ્યાગરી સહનશીલ અને સાદી વિધવા ન્હોતી રહી. 'મુંબઇનો પવન એને લાગ્યો ખરો' એમ એની સાવકી માતા પણ

હવે સમજી ગઇ, જે નિશા માનો પડનો બોલ ઝીલી લેતી, એના એક ધાંટાથી થરથર કાંપતી, તે હવે એના બુમબરાડા સાંભળવા છતાંય અખાડા કરી જઇ તડ તડ સ્હામો જવાબ આપવા લાગી. પોતાના શરીર અને વસ્ત્રોની સંભાળ તરફ તદ્દન બેદરકાર રહેતી એ નિશા હવે દિવસમાં દશ દશ વાર માતાથી ચોરી-છુપીથી સાબુ લઇ હાથ મોઢું ધોવા લાગી. અને આ બધું લાલચોળ આંખે જોયું ન જોયું કરી એની સાવકી માતા પણ હવે બડબડતી-ફડફડતી ચલાવી લેવા લાગી.

આમ ને આમ બે ચાર માસ વીતી ગયા. ત્યાં એક દિવસ આનંદરાય ઉપર નિર્ગુણનાથનો પત્ર આવ્યો. એમાં 'લાંબો વખત થયા નિશા પીએર જ પડી રહે છે, એટલે ન્યાતીલાઓ વાતો કરે છે, અને વળી ઘરમાં હું એકલો હોવાથી મ્હને રાંધી ખાવાની પણ બહુ જ આપદા પડે છે, તો થોડા દિવસ નિશાને અહીં મોકલાવી આપો તો સારૂં." એવું લખ્યું હતું. પતિએ પત્નીને એ પત્ર વાંચી સંભળાવ્યો. નિશાના ઉચ્છંખલ અને ઉદ્ધત વર્તનથી કંટાળી ગએલી સાવકીએ "ભલે જાય થોડા દિવસ, અહીં રહી રહી છેક જ નઠોર થઇ ગઇ છે, તે ત્યાં આખું ઘરકામ કરવાનું માથે પડશે, એટલે ઠેકાણે આવી જશે." એવો અભિપ્રાય આપ્યો.

"પરંતુ લોકવાયકા એવી કાને આવી છે, કે એના દિયરની ચાલચલગત સારી નથી. એટલે યુવાન વિધવા છોકરીને મોકલતા..."

"એ વળી કોણે કહ્યું ? એવું તો કંઇ નથી. મ્હને કયાં અજાણ્યું છે ? હું એક વાર ત્યાં જઇ આવી છું. માણસ તો લાખનો છે. આમ સ્વભાવે પણ નમ્ર વિવેકી અને હસમુખો છે. કોઇ અદેખાએ એવી વાત ઉડાડી હશે ! બાકી મ્હારૂં માનો તો સાસરે ટાંટીઓ રાખ્યો જ

સારો. આજ આપણી દેહ છે, અને કાલ ઉઠીને એવો જ વખત આવ્યો, તો એને વિમાસવું તો ન પડે. વળી એ શ્રીમાન છે. પાંચ પૈસા ધસારો પણ છૂટશે."

"ભલે, ત્યારે આવતી કાલે તું એને પુછી જોજે, અને એ હા પાડે, તો એને બપોરની ગાડીમાં મોકલાવી આપો."

"એમાં એને શું પુછવાનું ? એ થોડી ના પાડવાની હતી!"

"તો પણ પુછી જોવામાં ત્હારૂં શું જાય છે ?"

"બહુ સારૂ."

અને બીજે દિવસે માતા તરફથી નિશાને સાસરે જવાનો સંદેશો મળ્યો. મુંબઇ શબ્દ કાને પડતાં જ એના હૃદયના તાર ઝણઝણી ઉઠયા. એને તો ભાવતું હતું ને વૈદે કહ્યું, એવો ઘાટ થયો. એ બોલી: "બા ! મ્હારે શું ? મ્હારે તો ત્યાં પણ રહેવું, ને અહીં પણ રહેવું. ઓશિયાળું જીવન જ્યાં ત્યાંથી—જેનો તેનો કટકો રોટલો ખાઇ હવે પુરૂં કરવું...તે કરવું..."

"એવું ઓછું ન બોલ. બ્હેન ! જા, તું થોડા દિવસ રહી આવ. ત્હને નહિ ગમે એટલે તું લખજે. હું કાગળ લખાવી પાછી બોલાવી લઇશ."

પોતાના લુગડાનું પોટલું બાંધી એ જવા તૈયાર થઇ. માએ કહેવા જેવી બે વાત કહી. બાપે એને ટીકીટ કરાવી આપી બૈરાંના ડબ્બામાં બેસાડતાં પોતાની આબરૂને બટ્ટો ન લાગે એની સંભાળ રાખવાની સુચના આપતાં કહ્યું: "બ્હેન ! મ્હેં નિર્ગુણનાથને ત્હારા ઉપડવાનો તાર કર્યો છે. એ ત્હને સ્ટેશને સ્હામે લેવા આવશે. ત્યાં સહીલામત પહોંચ્યે એટલે એક કાગળ લખાવી દેજે."

પિતા-પુત્રીની આંખમાં આંસુ આવ્યાં. એ બાપડી કંઇ જવાબ વાળવા ઇચ્છતી હતી, પણ હોઠ બીડાઇ રહ્યાં. કંઇ બોલી શકી નહિ. એટલામાં સીસોટી વાગી. ને આગગાડી ઉપડી. જોતજોતામાં સુરતનું સ્ટેશન પસાર થઇ ગયું.

પરતંત્ર પિયરીયું છોડી એ સ્વતંત્ર સાસરીએ ચાલી.

## પુષ્પ: ૭ "આત્મહત્યા"



ત્રીના બારનો શુમાર હતો. ચાંદરણાની રોશની ચારે બાજુને અજવાળી રહી હતી મુંબઇને કિનારે પહોંચવા અધીર બનેલ અનંતની આંખો કેમે કરી ન્હોતી મીંચાતી. સ્ટીમરને એક છેડે ઉભો રહી એ કુદરતની અગાધ લીલાને અવલોકી રહ્યો હતો. ત્યાં એની નજર ડેક ઉપરથી લપાતી છુપાતી કઠેરા તરફ આગળ વધતી એક શ્વેત વસ્ત્રધારી યુવતી ઉપર ગઇ સહસા એણે હિંમતથી એની પૂંઠ પકડી. ચંદ્રની ધવલ ચાંદનીમાં એણે એના પહેરવેશ ઉપરથી એને ઓળખી લીધી. સફેદ વસ્ત્રમાં સજ્જ થએલી કોઇ ક્રિશ્ચિયન રમણી હતી. આટલી મોડી રાત્રે ચોરની માફક આમ ચુપકીદીથી અહીં આવવાનો એનો હેતુ એ તરત સમજી ગયો. અને જેવી એ અભાગીની યુવતી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના નીચે સમુદ્ર-જળની ભયંકર છોળોમાં કુદી પડી આત્મહત્યા કરવા સ્ટીમરના છેક આગલા ભાગ સમીપ ગઇ, તેવો જ એણે પાછળથી આવી એનો હાથ પકડી લીધો.

અણુચિંતવ્યો સ્પર્શ થતાં જ એ ચમકી. પીઠ ફેરવી એણે પાછળ જોયું, તો રાત્રીના પોશાકમાં (Night dress) અમલદાર જેવી લાગતી એક અપરિચિત વ્યકિત ઉભેલી હતી. 'પોતે આત્મહત્યા કરતા પકડાઇ ગઇ, હવે શું થશે?' એ ભયે એને શરીરે કંપારી છૂટી. અનંતે પણ એને જરા ખખડાવીને પૂછ્યું: "તમે કોણ છો?"

"હું...હું...હું.. સાહેબ...સાહેબ..."

એનાથી આગળ ન બોલાયું. હૃદય અને આંખો ભરાઇ આવ્યાં. મૂર્છા આવતા એ એકાએક ઢળી પડી. અનંતે એને નીચે પડતા પહેલા ઝીલી લીધી. એ અજાણી યુવતીને ભાનમાં લાવવા સત્વર એણે પોતાની ઓરડીમાં લાવી ઉપચાર શરૂ કર્યા. જ્યારે થોડી વાર રહીને એ ભાનમાં આવી, એણે પોતાની આંખો ઉઘાડી, ત્યારે એ બોલી પડી: "હું કયાં છું? હજુ જીવતી છું? ઓહ...મ્હને અભાગીનીને નાહક શા માટે બચાવી?"

પોતાની ઓરડીમાં લાવ્યા પછી અનંત જાણી શકયો હતો, કે એ અપરિચિત યુવતી ભેજીવવાળી અર્થાત્ ગર્ભવતી છે. ખુરસી એની છેક પાસે ખસેડી એ બોલ્યો: "ગભરાશો નહિ, બ્હેન! હું કોઇ અમલદાર નથી. આપને પ્રસુતી-પીડા થાય છે?"

"નહિ, હું તો અંતરપીડાથી અકળાઉં છું."

"તમે આત્મહત્યા કરવા તૈયાર થયા હતા?"

"હા, અને તમે મ્હારી એ સોનેરી તક નિષ્ફળ કરી."

એ હવે ભાનમાં આવી હતી, એટલે બિછાનામાં બેઠી થઇ ગઇ. વીજળીની લાઇટનો પ્રકાશ ઉભયનાં મોઢાં ઉપર પડી રહ્યો હતો. અનંત થોડી વાર સુધી એની તરફ જોઇ બોલ્યો: "તમે ક્રિશ્ચિયન છો?"

" હા." એણે ડોકી હલાવી.

" કેટલા વખતથી ?"

" આપને એ બધું જાણવાથી શો લાભ ? "

" મ્હને જાણવામાં લાભ નથી, તો આપને એ છુપાવવામાં પણ પણ શો લાભ છે ?"

" ભાઇ ! પૂણ્ય-ઇતિહાસનાં પાનાંઓ પ્રસિદ્ધ કરવામાં ડહાપણ છે, પરંતુ પાપનાં પ્રકરણો ઉથલાવવામાં......"

" પરંતુ ભલી કે બુરી, સારી કે નઠારી કાંઇ પ્રતિષ્ઠા થોડી એમ ઢાંકી ઢંકાવાની છે ? એ તો વ્હેલું મોડું પણ વાદળું ખસી જઇ ચંદ્રનું કલંક દેખાડી જ દેવાનું."

" તમે કોણ છો ?"

" હું એક માતાપિતાહીન યુવક હોઇ સરકાર તરફથી શિષ્યવૃત્તિ મળતા વિલાયતથી બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી મુંબઇ પાછો ફરૂં છું." અનંતે એને ટુંકમાં પોતાની ઓળખાણ આપી.

" તેથી જ...બેરીસ્ટર છો તેથી જ...આવા અટપટા પ્રશ્ન પૂછો છો. લ્યો, હવે હું જઇશ. " એણે ઉઠવાની તૈયારી કરી.

" ક્યાં ? "

" મ્હારા રૂમમાં. ( ઓરડીમાં ) "

" પરન્તુ આપઘાતનું કારણ કે કંઇ ઓળખાણ-પીછાણ જણાવ્યા વિના જ ! "

" મ્હારી યાદ અને ઓળખાણ તમારે અંતરે ન વસે એ જ ઠીક છે. "

" એમ કેમ ? "

"કારણ કે ઓળખાણ આપીને જ પસ્તાઇ ચુકી છું, અને એનું આ પરિણામ પણ ભોગવી રહી છું. એક વાર ઠોકર ખાધી છે. પટકાતાં પગમાંથી લોહી પણ નીકળ્યું છે; હજુ ફરી વાર બાકી રહ્યું હોય, તો જ મ્હારે તમને......"

"તમારી આ બધી ગોળ ગોળ વાતો મ્હારી જિજ્ઞાસાને વધુને વધુ ઉત્તેજિત કરી હૃદય વલોવી નાખે છે. બ્હેન ! કૃપા કરી વાંધો ન હોય, તો તમારૂં દીલ ખોલીને મ્હારી આગળ વાત કરો. હું તમને યોગ્ય સલાહ આપવા અગર તો બનતી મદદ કરવા નહિ ચૂકું."

"વદીને તો શું, વચન આપીને તો શું, પણ વ્હાલ અને હૃદયનાં વિનિમય કરીને પણ વીસરી જાય-ફરી જાય, એવાં તમે પુરૂષો ! પછી અમારે વિશ્વાસ તે કેવી રીતે રાખવા ?"

"તમારા આ ઉદ્‌ગારો કેવળ એકતરફી ઉપજાવી કાઢેલા અને ભૂલભરેલા છે."

"નહિ જી, બલ્કે એમ કહો, કે બીલકુલ ભૂલ વગરનાં અને જાતિ અનુભવના છે."

"હશે, કદાચ આપને પુરૂષજાતિનો એવો કડવો અનુભવ પણ થયો હોય, પણ તેથી કંઇ દુનિયાના તમામ પુરૂષોને માથે તમે એવો આરોપ ન મૂકી શકો. સફેદ એટલું સોમલ કેમ માની લેવાય ? એમ તો કાંટામાં ગુલાબ તથા કેવડો, અને કાદવમાં કમળ પણ ક્યાં નથી હોતા ?"

"અને એ કાંટાઓ જ ગુલાબની પાંખડીઓને ઢુંપી નાખે છે, એ કાદવ જ કમળની પાંદડીઓને મેલી કરે છે, એ પણ આપ ક્યાં નથી જાણતા ?"

"પરંતુ એજ કમળ પોતાની પાંદડીઓ ઉપર પાણીનું ટીપું સુદ્ધાં નથી રહેવા દેતું. એજ ગુલાબ તીક્ષ્ણ કાંટાઓની વચ્ચે પણ પોતાની પવિત્ર પરિમલ જાળવી રાખી નથી ખંડિત થતું, એમને નથી સ્પર્શવા દેતુ, એ આપ ભૂલી જાવ છો."

બેરીસ્ટરના જવાબે એ મ્હાત થઇ ગઇ. એની આંખો ભરાઇ આવી. એ ગદ્‌ગદ્ કંઠે બોલી: "હું આપના જેવા વિદ્વાન અને સજ્જન પુરૂષ સમક્ષ બોલાયલાં મ્હારા બોલ દીલગીરી સાથે પાછા ખેંચી લઉં છું."

"તમે કયા રૂમમાં (ઓરડીમાં) છો ?"

"એક સો દશ નંબરના."

"ક્યાંથી આવો છો ને ક્યાં જાવ છો ?"

"એડનથી બેઠી છું. મુંબાઇ ઉતરીશ. પણ પછી ત્યાં જ થોભવું કે આગળ જવું તેનો હજુ વિચાર નથી કર્યો."

"એનો શો અર્થ ?"

"એનો અર્થ એટલો જ કે આ અભાગી જીવન–નૌકાને મુંબઇને કિનારે સહીસલામત ઉતારવી કે અવશ્ય જ એનો અંત આણવો, એ હજુ અનિશ્ચિત છે."

"પરંતુ એમ કરવાનું કારણ ? શું જીવવું તમને ગમતું નથી ?"

"મ્હને નહિ પણ આપની હિન્દુસમાજને ગમતું નથી. અમારા જીવન તમને–તમારી પરમ પવિત્ર કહેવાતી હિન્દુ–સમાજને ભાર રૂપ છે."

"એટલે ! તમે કહેવા શું માગો છો ? અમારી હિન્દુસમાજને અને તમને એક ક્રિશ્ચિઅન યુવતીને હવે શો સંબંધ ?"

"સંબંધ એટલો જ, કે આજથી થોડા દિવસ ઉપર હું પણ એક હિન્દુ યુવતી હતી પરંતુ નિર્દય સમાજે મ્હને ખૂબ સતાવી. છેવટ

ન સંઘરતા બહિષ્કાર કર્યો, એટલે ન છૂટકે આ નવીન ધર્મનો આશરો સ્વિકારવો પડ્યો ભાઈ! પહેરવેશ અને નામ પલટાયા હોવા છતાં હજુ એ આર્ય-હૃદય, આર્ય-ભાવના અને આર્ય-સંસ્કાર એમને એમ કાયમ છે. બહુ બહુ કરૂં છું. પણ કેમે કરી એ મનમાંથી નથી દુર થતાં, નથી ભૂલી શકાતાં. અને અંતરમાં રાતદિવસ પ્રજ્વલિત રહેતા એ દાવાનળને બુઝવવા માટે જ મ્હેં આ છેક છેવટનો—આત્મહત્યાનો માર્ગ અખત્યાર કર્યો હતો...”

અનંત એનાં અશ્રુભીનાં વદનકમળ તરફ એકી ટસે નિહાળી રહ્યો. પછી થોડીવારે સાશ્ચર્ય અનુકંપાભર્યા શબ્દોમાં બોલ્યોઃ “તો પછી હૃદય-પલટો થયા વિના આવા વેશપલટાની શી જરૂર?”

“સમય અને સંજોગ એમ કરવા ફરજ પાડે છે. સમાજની આંખોમાં ચઢતું ઝેર આ પોશાક ઉતારી નાખે છે.”

“ત્હારા બોલવા ઉપરથી સમાજે ત્હને ભયંકર અન્યાય કર્યો હોય એમ લાગે છે.”

“મ્હને એકલીને જ નહિ. મ્હારા જેવી તો સેંકડો આર્યકન્યાઓને હિન્દુસમાજ અન્યાય આપી એમના અભિશાપનો લ્હાવ લૂંટી રહી છે. તમને આમાં નવું શું દેખાયું?”

“બહુ બહુ. જે આટલો અભ્યાસ કર્યા છતાં ન્હોતો શિખ્યો, તે આજ ત્હારી પાસે શીખ્યો. આટલી ઉમરમાં જે ન્હોતું સાંભળ્યું તે આજ ત્હારે મોઢે સાંભળું છું. બ્હેન! કહે વારૂ, તું એડન શા માટે ગઇ હતી? ત્હારી સાથે કોણ છે? સમાજે ત્હને કેવી રીતે અન્યાય આપ્યો? અને આ વેશ પલટો કરવાની ફરજ ત્હને કોણે પાડી?”

"એમ કહીને તમે ધીમે ધીમે મ્હારો બધો ઇતિહાસ જાણી લેવા માગો છો..."

"એક હિન્દુ ભગીનીને તેના હિન્દુ ભાઇ પાસે પોતાનું દીલ ખોલવામાં શો વાંધો હોય ?"

"કંઇ જ નહિ, જો એ ભાઇમાં પોતાની એ પતિતા બ્હેનને ઉદ્ધારવાની, એને અનીતિને રસ્તે જતી અટકાવવાની, અને સમાજ પાસે ન્યાય અપાવવાની હિંમત હોય તો !"

બેરીસ્ટર અનંત એની આ માર્મિક ટકોર સમજ્યો. જરા વાર ગુંચવાયો પણ ખરો. છતાં મક્કમ હૃદયે બોલ્યોઃ "ત્હારી ભદ્ર આશા સફળ હો, બ્હેન !"

"સમય આવે સમાજ સ્હામી ઉઠશે, એને ઠોકરે મારી શકશો ?"

"ન્હાનેથી મ્હોટો કરનાર પ્રેમાળ પાલક પિતાની આજ્ઞાને ઠોકરે મારતા નથી અચકાયો, તો અન્યાયી સમાજ તે શી વિસાતમાં ?"

"પરંતુ આ તો એક પતિતા સ્ત્રીનો સવાલ છે. આખા જીવનની પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે. ખૂબ વિચાર કરજો."

"અંતરના અવાજની આગળ, સત્ય અને ન્યાયને ખાતર, પ્રતિષ્ઠા તો શું પ્રાણ પણ ન્યોછાવર કરતાં અચકાઉં એમ નથી."

"પરંતુ બેરીસ્ટર સાહેબ ! પ્રાણ કરતાંય પ્રતિષ્ઠાનાં મૂલ્ય તો અધિક અંકાય છે, એ જાણો છો કે ?"

"અને પ્રાણનું અસ્તિત્વ નાબુદ થયા પછી પ્રતિષ્ઠાની પરવા આત્માને નહિ પણ તેના આત્મીયને જ હોય છે, એય ભૂલાવું ન જોઇએ."

"પરંતુ જેની પ્રતિષ્ઠા ગઇ, એના પ્રાણ ગયા બરાબર જ. કલંકીત જીવન ગાળવું એના કરતા મ્હારી માફક આત્મહત્યાનું પગલું ભરવું એ શું બહેતર નથી?"

"જો એ આત્મહત્યા કલંકીતને નિષ્કલંકીત કરી શકતી હોય તો! પરંતુ એમ કરવાને બદલે ઉલ્ટી એ તો એમાં ઉમેરો કરે છે."

"તો પછી રસ્તો?"

"એકજ, અને એ તે સમાજનાં એવાં અન્યાયી બંધનોથી ડરી ચલાવી લેતા, નમતું આપતા, કે આંસુ પાડી બેસી ન રહેતા એને તોડી નાખવા જીવન સુધી ઝુઝવું. આપઘાત કરી જીવનનો અંત આણવા કરતા એની સ્હામે બંડ ઉઠાવી ફના થવું."

"આપનો આ નિર્ણય ક્યાં સુધી અચળ રહેશે?"

"છેલ્લા શ્વાસ પર્યંત."

"આપો જોઉં વચન..." એણે હાથ લંબાવ્યો.

"લે આ વચન." હાથમાં હાથ પડ્યો.

"તો હવે હું મ્હારો ઇતિહાસ કહેવો શરૂ કરૂં છું. પરંતુ એક શર્તે!"

"શી?"

"જાણ્યા પછી સહાનુભૂતિ દર્શાવવી પડશે. સાંભળ્યા પછી સર્વ વાત હૃદયમાં દાટી રાખવી પડશે."

"બંને શર્ત કબુલ છે."

"તો હવે સાંભળો."

—: એટલું કહી એણે પોતાની આત્મકથની કહેવી શરૂ કરી. :—

પુષ્પ: ૮

## “ પતિતાના પાપાલયમાં ”

ગગનમંડળમાં શશિદેવની પ્રિયતમા રજનીદેવીને ત્યાં આજ એની ન્હાની નણુદી આવી હતી. નણુદીના રાજ્યમાં ભોજાઇની સત્તા ઝાંખી પડી જાય એ સ્વાભાવિક હોવાથી આ ચંદ્રભગીનીએ આવતાંને વાર જ નિશાદેવીનો કૃષ્ણરંગી વાવટો ઉતારી નાખી પોતાનો સ્ફાટિક શો ધવલ ધ્વજ ફરકાવ્યો. એ રમતિયાળ ન્હાની નણુદી–ચંદ્રિકા રજની ભાભીને ઘરકામ સોંપી તારલીઆનાં પુષ્પો તોડવા અને કાળી કાળી વાદળીઓ સાથે સહીપણાં બાંધી સંતાકુકડાની રમત રમવા બ્હાર દોડી. એક બાજુ વીરો ચંદ્ર ઉભો ઉભો સસ્મિત વદને પોતાની બ્હેનની આ નિર્દોષ રમતગમત નિહાળી રહ્યો હતો.

મધ્યરાત્રીની આ રૂપેરી ચાંદનીમાં સડસડાટ પાણી કાપતી સ્ટી-મરની એકસો સાડત્રીસ નંબરની ઓરડીમાં અત્યારે બે યુવક–યુવતી સ્હામસ્હામા ખુરસી ઉપર બેસી વાર્તાલાપ કરી રહ્યા હતા. યુવતી એ આપણી પૂર્વપરિચિત ક્રીશ્ચીઅનવેશી યુવતી અને યુવક તે બેરીસ્ટર અનંત પોતે હતો. યુવતીના મુખમાંથી બહાર પડતા શબ્દો કેમ જાણે અમૃતબિન્દુ હોય એમ યુવકના કાન ઝીલી રહ્યા હતા. એ શબ્દો આ હતા......

“ જ્યારથી મ્હને યાદ છે, અને હું કંઇક સમજણી થઇ, ત્યારથી હું મ્હારો જીવન–ઇતિહાસ આપને કહી સંભળાવું છું. એક ગરીબ ભાગ્યહીન ભિખારણની સાથે હું દશ વરસની ન્હાનકડી છોકરી ફાટાં–તૂટાં કપડાં પહેરી ગલીએ ગલીએ અને ઘેરે ઘેર ભીખ માગતી ભટકતી હતી.

આખો દિવસ મ્હારી ગરીબ માને હું લાકડી પકડી દોરતી, અને સંધ્યા થતા શહેર બહારના ભાંગા–તૂટાં ખંડિએરમાં આવી અમે પડી રહેતા."

"તું આ કયા શહેરની વાત કરે છે ?"

"દિલ્હી."

"વારૂ પછી ?"

"સેંકડો શ્રીમંત શેઠીઆઓની ગાળ ખાતા અને મશ્કરી સહન કરતા અમે અમારા દિવસો દુઃખેપાપે વિતાડતા હતા, ત્યાં એક દિવસ મ્હારી વયોવૃદ્ધ માતાને એક અપ–ટુ–ડેટ સાઇકલીસ્ટે છુંદી નાખી. મ્હારી અનાથની દાદ–ફરિયાદ કોણ સાંભળે ? પોલીસે પણ એ જવાબદારનો પક્ષ લઇ મ્હને ધમકાવી કાઢી હું મ્હારી ગંભીર ઇજા પામેલી લોહીલોહાણ માતાને માંડ માંડ દોરતી મ્હારા ભાંગાતૂટા આવાસ પર આવી. એ વખતે મ્હારી ઉમ્મર લગભગ દશ વર્ષની હશે. મ્હારૂં શું ગજુ ? શી હિંમત ! મા માંદગીને બિછાને પડી. મ્હેં રડતા રડતા એને કહ્યું: "મા ! તું મ્હારી ફિકર ન કરીશ. હું આજ એકલી શહેરમાં જઇને ત્હારે માટે કંઇ ખાવાનું માગી લાવીશ." મ્હારી અનુભવી માએ મ્હને 'ભૂલી પડી જઇશ, બેટા !' કહી ઘણીએ વારી–સમજાવી, પરંતુ મ્હેં એનું કહેવું ન માન્યું. માંદી માવડીને એજ સ્થાને ઇશ્વરભરોસે એકલી છોડી હું અજ્ઞાન ને નાદાન બાળા દુનિયાના અમીર મુડીવાદોને મકાને કરૂણ પોકાર નાખવા નીકળી

સહવારની સાંજ પડી, પણ કોઇને મ્હારી ઉપર દયા ન આવી. કોઇએ મ્હારી તરફ આંખોને ન જોયું. ભુખના દુઃખથી ને પાણીની તૃષાથી મ્હારો જીવ મુઝાતો હતો. આંખે અંધારાં આવતાં હતાં. ત્યાં એક ઘોડાગાડીમાં બેઠેલી ધનિક રમણીની ઉપર મ્હારી નજર પડી.

મ્હેં એની પાસે જઇ અશ્રુભરી આંખે કહ્યું: "બ્હેન! સવારની ભૂખી છું, એક પૈસો આપો. ભગવાન તમારૂ ભલુ કરશે."

પરંતુ આટલું બોલતા બોલતા તો મ્હારો જીવ ભમી આવ્યો. હું બેશુદ્ધ થઇ નીચે ઢળી પડી. બસ...તે પછી મ્હારૂં શું થયું? એની મ્હને ખબર ન પડી. પરંતુ જ્યારે મ્હારી આંખો ઉઘડી, હું સંપૂર્ણ શુદ્ધિમાં આવી, ત્યારે મ્હેં મ્હને એક આલીશાન મકાનમાં સુંદર પલંગ ઉપર પોઢેલી જોઇ. મ્હારા શરીર ઉપર એ ફાટાં-તૂટાં વસ્ત્રો ન્હોતાં, પરંતુ સુંદર સ્વચ્છ મૂલ્યવાન રેશમી વસ્ત્રો હતાં. પેલી ભલી બાઇ મ્હારી પાસે જ પલંગમાં બેઠી હતી. એણે પોતાનો એક હાથ મ્હારા કપાળ ઉપર ફેરવતા મ્હને હેતથી પૂછયું: "હવે ત્હને કેમ છે? બ્હેન!"

"હું કયાં છું?" મ્હેં આશ્ચર્યપૂર્વક એને પૂછયું.

"મ્હારે ત્યાં, મ્હારા મકાનમાં. ગભરાઇશ નહિ. ત્હારે અહીં રહેવું છેને? હવેથી ત્હને ભીખ નહિ માગવી પડે."

"પણ મ્હારી મા..." મ્હેં એને બિછાનામાંથી બેઠા થઇ ગળગળે સાદે કહ્યું: "એ માંદી છે. મ્હારી કયારની રાહ જોતી હશે. કૃપા કરી એને પણ મ્હારી સાથે અહીંઆ...તમારે ત્યાં..."

"ભલે, ઘણી ખુશીથી, ચાલ..."

ગાડી જોડાવી મ્હને સાથે લઇ એ અંદર બેઠી. મ્હારી નિશાની મુજબ ગાડી એ ખંડિએર પાસે આવી ઉભી રહી. મ્હેં દુરથી એને મ્હારી માતાને બતાવી. 'તું જઇને એને તેડી લાવ, હું અહીં બેઠી છું.' એવું સાંભળતા હું ગાડીમાંથી નીચે ઉતરી મ્હારી મા પાસે દોડી ગઇ. મ્હને જોતાં જ એ 'મ્હારી પુત્રી...' કહીને હર્ષથી ભેટી પડી. પણ

એનું શરીર ગરમ હતું. તાવથી અગ્નિ સમુ ધીખતું હતું. એ તૂટતે સ્વરે બોલીઃ "બેટા! આટલો...વખત ક્યાં હતી? અને આ બધું... ક્યાંથી લાવી?"

"પેલા ભલા બાઇ ગાડીમાં બેઠા છે, એ મ્હને એમને ઘેર તેડી ગયા હતા. ચાલ, ઉભી થા. તું રોજ કહેતી હતી, તે આજ ભગવાને આપણી ગરીબની સ્હામે જોયું છે. મ્હારી વિનંતીથી એ ત્હને પણ મ્હારી સાથે લઈ જવા આવ્યા છે."

મ્હારી વૃદ્ધ માતાએ એની આંખોના ડોળા ખેંચી ખેંચીને જોયું. પછી એ બોલીઃ "બેટા! તું મ્હારૂં કહ્યું માનીશ?"

"શું?"

"એને ના પાડી દે."

"પણ બા...એ બિચારા બહુ ભલા છે. તું એક વાર મ્હારી સાથે એમને ઘેર તો ચાલ. પછી જોજે. એમને ત્યાં સારૂં સારૂં ખાવાનું...પહેરવાનું......"

"એટલે જ કહું છું, કે ના પાડી દે...બેટા!"

"પણ કંઈ કારણ?"

"કારણ પછીથી નિરાંતે કહીશ, બધું સમજાવીશ."

"પણ એવું તે શું છે? હમણા એના દેખતા જ કહી નાખને."

"બેટા! હું ત્હને શું કહું? તું જેને ત્યાં જઇને રહેવા તૈયાર થઇ છે, તે કોઇ ખાનદાન ગૃહસ્થ સ્ત્રી નથી, કિન્તુ એક વેશ્યા જેવી લાગે છે."

"વેશ્યા એટલે બા?" મ્હેં ભોળે ભાવે અજાણી હોઈ પ્રશ્ન કર્યો.

"ખરાબ સ્ત્રી." મ્હારી માએ મ્હને અણસમજુને ટુંકાણમાં

સમજાવતા કહ્યું: "બેટા નીરી ! તું એને કહી દે, કે અમારે નથી આવવું."

પરંતુ મ્હારા કુમળા કમઅક્કલ ભેજામાં માતાના એ શિખામણના શબ્દોની કંઈ જ અસર ન થઇ. મ્હેં ઉલટી કોઇ દિવસ નહિ ને એજ દિવસે મ્હારી માતાની આજ્ઞાને અવગુણી સ્હામી દલીલ કરી: "તું ભૂલે છે. બા ! એ એવી ખરાબ સ્ત્રી નથી. એને ત્યાં તો સુવાને માટે મ્હોટા મ્હોટા શેઠીઆ લોક જેવી પોચી પોચી તળાઇઓ છે. ખાવાને માટે ફક્કડ ફક્કડ મીઠાઇઓ છે..."

"અફસોસ બેટા ! એ બધી પાંજરામાં ઉંદરડીને પકડવા રોટલો મૂકીએ, એવી એક જાતની મધલાળ છે, શિકારને સપડાવવાની સોનેરી જાળ છે."

પરંતુ માતાના એ અનુભવી અને અલંકારીત શબ્દોનો ભાવાર્થ સમજવા જેટલી અક્કલ એ વખતે મ્હારામાં ન્હોતી. મ્હેં તો જવાની જીદ જ લીધી, એટલે એ દુઃખી દીલે બોલી: "ભલે, ત્હારી એવી જ ઇચ્છા છે, તો જા. ખુશીથી જા. સુખી થા. વિધાતાના લેખને કોણ મેખ મારી શકનાર છે? પણ એક વાત સાંભળતી જા. મ્હોટી થાય ને યાદ રહે તો રાખજે. તું મ્હારી સગી દીકરી નથી, તેમ હું ત્હારી જનેતા પણ નથી."

"ત્યારે ?"

"કેવળ પાલક માતા છું. તું તો એક ખાનદાન શ્રીમાન કુટુંબની કન્યા છે. સાંભળ, આજથી દશ વર્ષ ઉપર હું પુના શહેરની એક સાંકડી શેરીમાંથી ભીખ માગતી માગતી પસાર થતી હતી, ત્યાં એક મકાનમાંથી એક પૈસાદાર શેઠ બહાર નીકળ્યા. તેમણે મ્હને બોલાવી.

એમના હાથમાં સફેદ કપડાંમાં વીંટાળેલી એક વસ્તુ હતી. મ્હારા હાથમાં એક સો રૂપીઆની નોટ અને એ પોટલી મુકતા એ બોલ્યાઃ "લે, આ એક મા વિનાની બાળકી છે. એને દુરના શહેરમાં લઇ જઈ ઉછેરીશ ?" પૈસાની લાલચે મ્હારૂં મન પીગળાવ્યું. મ્હેં હા પાડી એ માસની દુધપીતી બાળકીને લઇ હું મ્હારા ઝુંપડામાં ગઇ. કોઈ વંઠેલ વેશ્યા અગર અભાગીની વિધવાનું આ છૂપું પાપકર્મ હશે, એમ સમજતા મ્હને વાર ન લાગી. એક વાર એ કુમળી કળીને કચડી નાખી ન્હાસી જવાનો વિચાર થયો, પણ હૃદય ડર્યું—દયાળીનું થઇ ગયું, એટલે એ વિચાર પડતો મૂકયો. ત્યાર બાદ એની દેખાવડી દેહલતા જોતા કોઇ મશહુર તવાયફને (ગાનારી–વેશ્યા) દામ લઇ વેચી નાખવાના વિચારે હું સીધી અહીં દિલ્હી આવી. પરંતુ અહીં આવતા વિચાર પાછા પલટાયા. 'હું જ એને મ્હારી પુત્રી તરીકે ઉછેરી માતા કહેવડાવવાનો લ્હાવો લઉં તો !' પ્રાણ હરી લઇ, યા વેશ્યાને વેચી દઇ પાપનું પોટલું બાંધી આ ભવની સાથે પરભવ બગાડવા કરતા એને ઉછેરીને ઇશ્વરની કૃપાના ભાગી થવાનું જ મ્હને વ્યાજબી લાગ્યું, એટલે મ્હેં એને ઉછેરી. એના ગળામાં એ વખતે એક પાતળી સોનાની સાંકળી હતી, જેમાં એક ન્હાનકડું લોકેટ પરોવેલું હતું. હું ધારૂં છું, કે ઉતાવળમાં પેલો નિર્દય પુરૂષ એના ગળામાંથી એ કાઢી લેતા ભૂલી ગયો હોવો જોઇએ. એ લોકેટ ઉઘાડતા મ્હેં એની અંદર એક પુરૂષની છબી જોઇ. મ્હેં અનુમાનથી ધાર્યું, કે કદાચ એ અભાગીનીના પિતાની હોય ! હું ગરીબ હતી, ભૂખે મરતી હતી, છતાં ઇશ્વરે મ્હારામાં સુબુદ્ધિ મુકી. મ્હેં એ સાંકળી ન વેચી, અને આજ પર્યંત એવી આશામાં સંતાડી રાખી, કે ભવિષ્યમાં કોઇક દિવસ પણ એ મ્હોટી થાય, તો એની ઉપરથી કદાચ એના માબાપના નામઠામ જાણવા ભાગ્યશાળી થાય !

બેટા! એ મ્હારી લાડીલી બાળકી તે તું જ...લે...આ સોનાની સાંકળી...ભવિષ્યમાં કદાચ ત્હને ત્હારા માબાપની ઓળખાણ કરાવવા કામ લાગશે..." કહી એણે એક ચીંથરાના કટકામાં વીંટાળી માથા નીચે મુકી રાખેલી એ સાંકળી મ્હારી ડોકમાં પહેરાવી દીધી. એના હોઠ ધ્રુજ્યા. આંખો પાણીથી ભરાઇ ગઇ. એ તરડાતે કંઠે બોલી: "બસ...હવે હું જઇશ. બેટા નિરાશા...ત્હારા માબાપે મ્હારે ભરોસે મૂકી, આજ હું ત્હને ઇશ્વરને ભરોસે છોડું છું. ત્હારી આ વૃદ્ધ માની છેલ્લી સલાહ માને તો...ભીખ માગીને...દુઃખ વેઠીને...મજુરી કરીને... ત્હારૂં પેટ ભરજે, પણ આ બાઇની સાથે......નહિ...જતી..."

એટલું કહી એણે આંખો મીંચી દીધી. હું એના શરીર ઉપર પડી 'બા...ઓ બા...' કહી પોક મૂકી ભલીફાટ રડી પડી. મ્હારૂં રૂદન સાંભળી આજુબાજુ પડી રહેતા પાંચ સાત ભિખારીઓ અને પેલી ભલી સ્ત્રી ગાડીમાંથી ઉતરી ત્યાં આવી પહોંચ્યાં. મ્હેં એનો હાથ પકડી 'મ્હારી માને બચાવો..." એમ કાલાવાલા કર્યા. એક ગરીબ ભિખારણે મૃત્યુનો છેલ્લો શ્વાસ ખેંચતી મ્હારી માના મોઢામાં પાણી મૂક્યું. પેલી શ્રીમાન સ્ત્રી બોલી: "ગભરાશો મા. માજી! તમારી છોકરીને હું મ્હારી પેટની પુત્રી પેઠે ઉછેરીશ."

એની ફાટેલી આંખો છેલ્લેવેલી ઉઘડી. બીડાયલાં હોઠમાંથી બળપૂર્વક એટલા ભાંગ્યાતૂટા શબ્દો બ્હાર પડયા: "નહિ...નહિ...એના...સુવર્ણ... પિંજરમાં..." એણે પાસુ બદલ્યું. એક બે અને ત્રણ આંચકા આવ્યા. તેની સાથે જ ઉછળીને એણે જીવ છોડી દીધો.

એ પછીની મ્હારી હૃદય-વ્યથાની વાત હું નથી વર્ણવી શકતી. પેલી ભલી બાઇએ મ્હારી માતાના છેવટના અગ્નિસંસ્કાર કરવા પેલા

ભીખારીઓને સૂચના આપી થોડા રૂપીઆ આપ્યા. મ્હને ખૂબ સમજાવી-પટાવી પાછી ગાડીમાં બેસાડી લીધી. અચકાતો પગ અંદર મુકી હું પાછી તો ફરી, એ સુવર્ણ-પિંજરમાં આવીને તો પડી, પણ "આ મ્હને મરતા મરતા પણ આ ભલી બાઇને ત્યાં ન જવા કેમ કહેતી ગઇ? એ શંકા મ્હારા હૃદયમાં સદાને માટે ચ્હોંટી ગઇ. એક વખત મકાન છોડી પાછા આવ્યા જવાનો વિચાર થયો, પણ ફરી મફટ મનકું વિલાસ-વૈભવ તરફ હળ્યું. 'જવું કે રહેવું?' બે વિચારોનું તુમુલ યુદ્ધ મચ્યું. એમાં છેવટ મોહ આકર્ષણ અને જાદુભર્યા ભોગવિલાસની જીત થઇ. અને આ પ્રમાણે દિવસ પર દિવસ જતા એ દીલગીરીની સ્મૃતિ વિસારે પડતા હું એક કમનસીબ ભિખારણ ટળી રોનકદાર મહાલયની રૂપાળી રૂપસુંદરી બની!

હવે મ્હારો સમય આ નવા સહવાસ નવા શોખ અને નવા મકાનમાં વીતવા લાગ્યો. મ્હારૂં નવજીવન શરૂ થતા ધીરે ધીરે ગમગીની દુર થવા લાગી. મ્હારી એ નવીન માતા મ્હને મનગમતા લાડ લડાવી મ્હારે માટે પાણીની જગ્યે દુધ હાજર કરતી. નિત્ય નવનવાં વસ્ત્રાભૂષણો સજી હું એની સાથે ગાડીઘોડે શહેરમાં ફરવા નીકળતી. રસ્તે જનાર આવનાર સહુ કોઇ અમારી તરફ ટીકીટીકીને જોતાં.

આ ઉપરાંત મ્હારી મા ગાવા-બજાવવામાં અને નાચવામાં પણ નિપુણ હતી. દરરોજ રાત્રે અમારે ત્યાં નૃત્ય-સંગીતનાં જલસા થતા. બલાભલા પ્રતિષ્ઠિત ખાનદાનો એમાં પધારતા ને લહેજત લૂંટતા. એ લોકો અમને સારાં સારાં કપડાંલત્તાં અને પૈસા આપી જતા. હું કોઇક વાર ઉંઘી જતી, તો વળી કોઇક વાર મ્હારી માની પાસે બેસી તાનમાં ને તાનમાં "આ...આ...આ..." કરતી હાથથી તાળી પાડી હસતી. પરંતુ મ્હારી એ ગંમત! એ શોખ! સાવ નિર્દોષ હતા.

આમને આમ મ્હને એ આવાસમાં લગભગ ત્રણ વર્ષ નીકળી ગયા. ચૌદમું બેસતાં જ મ્હારા કન્યાભાવ બદલાઇ ચૂકયા હતા. મ્હારા શરીરનાં અંગેઅંગમાં સૌંદર્ય અને યૌવનનાં આકર્ષણ ઉભરાવા લાગ્યાં હતાં. હું આ ત્રણ વરસ દરમ્યાન મ્હારી પોતાની કાળજીથી થોડું વાંચતા-લખતા શીખી. મ્હારી માતાનાં ફરજિયાત શિક્ષણથી નૃત્યકળા અને ગાનતાનમાં પણ પ્રવીણ થઇ ચૂકી. અને જ્યારે હું એટલી વયે કંઇક સમજણી થઇ, ત્યારે મ્હને પહેલવહેલો મ્હારી માતાની વિલાસી સ્વચ્છંદી રહેણીકરણી અને વર્તન ઉપર વ્હેમ ગયો. જેમ જેમ જેમ મ્હારૂં વ્હેમી હૃદય એ બાબતમાં વધુ ને વધુ ઉંડુ ઉતરવા લાગ્યું, તેમ તેમ મ્હને સમજણ પડવા માંડી, કે મ્હારી મરનાર પોષક માતાએ જે શબ્દો છેવટની વેળાએ ઉચ્ચાર્યા હતા, તે સર્વથા સત્ય હતા. વિલાસવૈભવથી ભરેલું આ આરામધામ સાક્ષાત્ નર્કાલય સમાન હતું. મ્હારી એ નવીન મા કે જેને હું માના સંબોધને પણ બોલાવતા, હવે આંચકો ખાતી, તે વસ્તુત: એક વેશ્યા હતી. 'વેશ્યા એટલે ખરાબ સ્ત્રી' એ ત્રણ વરસ ઉપરની વૃદ્ધ માતાની શિખામણનો ભાવાર્થ આજ મ્હને સમજાયો. મ્હારી બંધ આંખો હવે જ ઉઘડી, ને હું સમજી, કે મ્હારૂં લાલન-પાલન આટલાં જતનથી કેમ કરવામાં આવે છે? મ્હારી અનિચ્છા છતા મ્હારી શર્મ ને લજ્જા ઉંચે મુકાવી અમર્યાદ સ્વતંત્રતા બક્ષી મ્હને ગાનતાન ને નૃત્ય શા માટે શીખવવામાં આવે છે? ખરેખર! પ્હેરવા-ઓઢવાના પ્રલોભનોથી મ્હારી પાંખોનો ફડફડાટ બંધ કરાવી દઇ મ્હને સુવર્ણ-પિંજરમાં પૂરવામાં આવી હતી મ્હને કોઈ દિવસ કયાંય એકલી ન્હોતી જવા દેતા. એક દાસી તો સાથે હોય હોય ને હોય જ! આમ છતા એટલું પણ ખરૂં, કે હજુ

કોઈ દિવસ મ્હારી એ પતિતા માતાએ મ્હને પોતાની માફક જાહેર પુરૂષ–મંડળના જલસામાં બેસી ગાવા–કરવાની ફરજ ન્હોતી પાડી!

'આ પાપાલયમાંથી કેમ કરી છૂટકારો કરવો? પલાયન થઇને પછી કયાં કોને આશ્રયે જવું?' એ વિચારમાં મોડી રાત સુધી હું હમેશ જાગ્રત રહેવા લાગી.' ત્યાં અચાનક એક દિવસે મધ્ય રાત્રે મ્હારી માંડ માંડ મિંચાયલી આંખો ઉઘડી ગઇ. પાસેના પલંગમાં મચ્છરદાની ઉંચકી જોયું, તો માની જગ્યાએ દાસી ઓઢીને સુતેલી હતી. બાજુના ખંડમાંથી કોઇનો રહી રહીને ખડખડ હસવાનો અવાજ આવતો હતો. હું અંધારામાં ફાંફાં મારતી ઉઠી બારણા પાસે ગઇ. અંદર કોઇ તોફાન–મસ્તી કરે છે, એવો અવાજ કાને આવ્યો. જરા વાર ત્યાં કાન માંડી ઉભી રહી. મ્હેં શું સાંભળ્યું? "તમારા વેસ્યાઓનાં વ્હાલ અને વચન ઉપર વિશ્વાસ કોણ કરે? મ્હેં ત્હને કેટલી વાર કહ્યું, કે હવે ત્હારૂં યૌવન ઉતરતું થયું છે, તો પેલા નવાં ફૂલને હવે ધીરે ધીરે તૈયાર કર...નહિ તો..."

"થાય છે. ધીરા પડો. એક વાર એને ન્હાતીધોતી થઈ જવા દ્યો, પછી વાત. બાકી નૃત્ય–સંગીતમાં તો મ્હેં એને નિષ્ણાત બનાવી દીધી છે. મ્હારી બધી આશાઓ જ મ્હેં એની ઉપર બાંધી છેને?"

"એક વાર તું એને મ્હારી સાથે એકાંતમાં મેળવ. પછી જો તો ખરી...હું એને કેવી હાથમાં લઉં છું તે..."

હાસ્ય અને ચુમીનો એક નિર્લજ્જ ધીમો અવાજ આ પછી કાને આવ્યો. હું તો એ પાપાત્માઓની આ વાત સાંભળીને ડરી જ ગઇ. ઇશ્વરે આ પાતકી ધામ અને ધંધાનો પડદો આમ અનાયાસે મ્હારી આંખો આગળ ઉંચકી બતાવ્યો. "આ વિપત્તિનું વાદળ મ્હારી

તરફ ધસી આવવાની તૈયારી કરે છે." એ સમજતા હું કંપી. એ આખી રાત મ્હેં રડી રડીને પુરી કરી. 'અરેરે! મ્હારી વૃદ્ધ માની શિખામણ જો મ્હેં માની હોત, તો આજ આ વખત ન આવત..." એમ હવે મ્હને પસ્તાવો થયો. પણ હવે એ રાંડયા પછીનું ડહાપણ શા અર્થનું?

સવારે ઉઠી એકલી પડતા ફરી હૈયું ભરાયું. મ્હને રડતી જોઈ મ્હારી એ સ્વાર્થી માતાએ વ્હાલથી પૂછ્યું: "શું થયું? કેમ રડે છે?"

"કંઇ નહિ. એ તો મ્હને મ્હારી મા સાંભરી આવી એટલે..." કહી મ્હેં એને ઉડાવી, આંખો લુછી નાખી. એજ દિવસે હું અભાગીની દૂર બેઠી. (રજસ્વલા) આ લજ્જાસ્પદ વાત મ્હેં શરમિન્દે મુખે મ્હારી માતાને કહી. એના હૈયામાં એ સાંભળી હર્ષના પૂર વળ્યાં, જ્યારે મ્હારા હૈયામાં હોળી સળગી રહી હતી. ખાઇ-પીને રૂષ્ટપુષ્ટ બનેલા મ્હારા શરીરને હવે હું ચિંતામાં ને ચિંતામાં રહી ચીમળાવવા લાગી. એ ચારે દિવસ મ્હને એ પાપાલયનું નાપાક અન્ન ખાવું ઝેર જેવું લાગ્યું. પહેલા તો 'હશે, પહેલવહેલી રજસ્વલા થઈ છે, એટલે કદાચ આમ થતું હશે,' એમ એણે ધાર્યું, પણ પાછળથી એને વ્હેમ પડયો. "નક્કી છોકરી કંઇ ભેદ પામી ગઇ છે.." છતાં હશે! મોડું વ્હેલુંય એને જાણવાનું તો હતું જ..." સમજી એણે મન વાળ્યું. પુરા પાંચ દિવસ પછી હું ન્હાઇ. ન્હાયા કેડે આજ મ્હને માતાએ એનાં પોતાનાં પહેરવાનાં કોરાં ને કોરાં અમૂલાં વસ્ત્રાલંકારો પહેરવા આપ્યાં. હું જાણતી હોવા છતાં અજાણ હોવાનો ડોળ કરી બોલી: "કાં બા! આજ શું છે?"

"કંઇ નહિ, બ્હેન! એ તો આજ મ્હારી વર્ષગાંઠનો ઉત્સવ છે. અને એમાં કેટલાક સદ્‌ગૃહસ્થોનાં ખાસ આગ્રહથી ત્હારો મુજરો રાખ્યો છે.

એટલે જો તું ડાહી થઈ આજ ત્હારી નૃત્યકળાથી આપણે ત્યાં પધારનાર શેઠીઆઓનાં મન રંજન કરશે, તો તેઓ ત્હને આવાં ઘરેણાં-કપડાંથી લાદી દેશે. સમજી ?"

આનાકાની કરવાથી કશું વળે એમ ન્હોતું, કારણ કે કાર્યક્રમ આગળથી જ ગોઠવાઇ ચૂકયો હતો. એટલે અનિચ્છા છતાં હૃદય ઉપર પત્થર મુકી મ્હેં ડોકી હલાવી. પછી દાસીઓએ મ્હને દિવાનખાનામાં લઇ જઇ એક હલકટ વેશ્યાને શોભે એમ વસ્ત્રાલંકારોથી શણગારી. અત્તરોથી મ્હેંક મ્હેંક થતા મ્હારા કેશરાશીની ફેશનેબલ લટકતી લટ ગૂંથવામાં આવી. સુરખીભર્યાં વદનકમળને કૃત્રિમ લાલી અને પાઉડરના લપેડાંથી રંગવામાં આવ્યું. નાકમાં સફેદ પોખરાજની ચમચમતી ચૂંક, કાનમાં બારીક સોનાનાં કર્ણફૂલો, ગળામાં સાચ્ચા મોતીની માળા, મ્હેંદી મુકાયલા હાથમાં સોનાની ચમકતી બંગડીઓ, અને પગમાં રૂપાની ઘંટડી સમા રણકાર કરતાં ઝાંઝરોથી મ્હને શણગારવામાં આવી. સાચ્ચી ઝીકટીકીના બુટ્ટાથી ભરેલા ઘેરદાર ઘાઘરા ઉપર એવું જ તસતસતું પોલકું પહેરાવી અંગ આરપાર દેખાય એવી આછી ફુલ ગુલાબી રંગની કેળના રેશમની લખલખતી ઓઢણી મ્હારી ઉગતી-ઉભરાતી યુવાનીની રોશની ઢાંકવા દેખાવડી દેહલતા ઉપર ઓઢાડવામાં આવી. અણીયાળી આંખોમાં કામીનાં કાળજાં કોરે એવું કાતીલ અંજન, અને ગાલે રાઇ જેવું ગોળમટોળ કાળું ટપકું ! કેમ જાણે તપસ્વી વિશ્વામિત્રને છળવા જતી ઇંદ્રલોકની અપ્સરા ઉર્વશી કે મેનકા !!!

આજ મ્હારા માન-પાન અને ખાન-પાન કોઇ ઓર હતાં. જરીઆન પંખાએ વાયુ ઢોળતી પરિચારિકાઓ ચોવીસે કલાક મ્હારી તહેનાતમાં ખડી હતી. જે જોઇએ તે મ્હને દિવાનખાનાની એ બેઠકમાં જ

આણી આપવામાં આવતું. છેલ્લા ચાર દિવસની મ્હારી વર્તણુકથી વ્હેમાઇને મ્હારી માએ આજ આ ચોકી-પહેરો રાખ્યો હશે, એમ મ્હેં અનુમાન કીધું. કોઇ રાજકન્યા કે ગાંધર્વકન્યા જેવો આજ મ્હારો ઠાઠ ને રૂઆબ હતો.

સાંજ પડતા ફાંકડા લાલા લ્હેરીઓ એક પછી એક અમારા પુણ્ય-ધામને પાવન કરવા લાગ્યા. પારધીની જાળમાં પકડાયલી પંખીણી અને માછીની જાળમાં જકડાયલી માછલીના જેવી મ્હારી સ્થિતિ હતી. અંદરથી રડતે હૃદયે પણ ઉપરથી હસતે મોઢે મ્હારે લાચારીએ મ્હારી માતાની ઇચ્છાને માન આપી નૃત્ય-ગાન કરી એ લંપટ પુરૂષોની લાલસાને સંતોષવી પડી. મ્હારા નાચ મુજરા પર શ્રોતાવર્ગ એવો તો આફ્રીન થઈ ગયો, એવો તો મરી ફીટયો, કે મ્હારી માનો પાલવ નોટોના ચોડાથી છલોછલ ભરાઇ ગયો. એ લોકોએ એક પછી એક મ્હારી પાસે નવી ચીજ ગવડાવવાની મ્હારી માતાને વિનતિ કરવી ચાલુ રાખી, પરંતુ મ્હેં 'મ્હારી તબીઅત ઠીક નથી' એમ ઢોંગ કરી ના પાડી. મ્હારી માએ પણ મ્હારા આ પહેલા પ્રયત્ન તરફ જોતા મ્હને નાખૂશ ન કરવાને ઇરાદે અંદર ચાલી જવા દીધી. હું મારા શયનખંડમાં આવી વસ્ત્રાલંકાર ઉતારી દાસીને સોંપી પલંગમાં પડી, રડાય એટલું રડી. મ્હારો ત્યાં કોઇ સહાયક ન્હોતો. 'હે પ્રભુ! મ્હારી અબળાની પવિત્રતા ત્હારે હાથ છે' એમ પ્રાર્થતી પથારીમાં આળોટવા લાગી. મ્હારી મા આ વખતે આગલા દિવાનખાનામાં બેસી સંગીતની ધૂન મચાવી રહી હતી. આ સોનેરી તકનો ઉપયોગ કરી એ પાપાલયમાંથી ન્હાસી જવાની મ્હારા હૃદયે મ્હને પ્રેરણા કરી. પાસે બેઠેલી દાસીને મ્હેં 'તું દીવો ઝીણો કરી દ્વાર અમરથા ઢાંકી બ્હાર ચાલી જા, મ્હારે સુઈ જવું છે.' કહી

રવાના કરી દીધી. એની પીઠ ફરતા જ હું ઉઠી. ખડખડાટ ન થાય એમ ચુપકીદીથી બારણાં ઉઘાડી પાછલે રસ્તે પિંજરાનું દ્વાર ઉઘાડું રહી જતા જેમ બંદીની મેના જીવ લઇને ન્હાસે, એમ જોતજોતામાં ન્હાસી ગઇ. ચોળી અને ચણીઓ એ પ્હેરેલાં કપડાં અને એબ ઢાંકવા એક સુતરાઉ લુગડું લપેટી લીધા સિવાય મ્હારા શરીર પર એક પણ વસ્ત્ર કે અલંકાર મ્હેં સાથે ન્હોતો લીધો. કારણ સૌન્દર્યની માફક સારાં સારાં અલંકાર પણ કેટલીક વાર શત્રુની ગરજ સારે છે, એ હું જાણતી હતી. એટલું જ નહિ પણ એ પાપ માર્ગની પુંજીને સ્પર્શ કરવાનો વિચાર કરતા પણ હું કંપતી હતી.

—* આમ પવિત્રના ખંડાના પહેલા હું એ પાપાલય છોડી ગઇ *—

પુષ્પ: ૯ "આબરૂદારોના આશ્રમમાં"



"રાત અંધારી હતી. વસ્ત્ર સંકોરતી ચોરની માફક લપાતી છુપાતી હું આંખો મીંચીને કોઇ પણ જાતના નિર્ણય વિના આગળ ને આગળ વધી રહી હતી. એમને એમ કેટલો વખત ચાલી હોઇશ? ક્યાં આવી રહી હોઇશ? એ કશો મ્હને ખ્યાલ ન્હોતો. એટલામાં અચાનક એક ગલીમાંથી સીગારેટના ધુમાડા કાઢતા નીકળતા એક યુવકની સાથે હું પાછળ જોઇ ન્હાસતી અથડાઇ પડી. વીજળીનો થાંભલો પાસે જ હતો. એના પ્રકાશમાં અમારી બંનેની નજર એક થઇ. અમે બંનેએ એકબીજાને

ઓળખી કાઢયાં. હું તો એને ઓળખતાં જ "કો...ણ...તમે..." એટલું બોલી બેહોશ થઇ જમીન ઉપર તૂટી પડી.

"એ કોણ હતો?"

"એને નામથી તો હું એ વખતે ન્હોતી ઓળખતી. પરંતુ એ એજ...યુવાન હતો, કે જેણે તે રાત્રે મ્હારી માતાને મ્હારે માટે અધમ વાત કરી હતી..."

"પરંતુ એને જોઇને તું બેહોશ કેમ થઇ ગઇ?" અનંતે પરિચય વધતા હવે તમેનું માનવાચક સંબોધન તુંમાં ફેરવ્યું.

"મ્હારી માને કહી દેશે, અગર પાછી પકડીને સોંપી દેશે, એ બ્હીકે..."

"વારૂ પછી શું થયું?"

"પછી મ્હારૂં શું થયું? એની મ્હને ખબર નથી. પરંતુ જ્યારે મ્હારી આંખો ઉઘડી, હું શુદ્ધિમાં આવી, ત્યારે મ્હેં મ્હને એક સુસજ્જિત પલંગમાં પોઢેલી જોઇ. મ્હારા વાળ અને વસ્ત્રો વીખરાઇ ગયા હતા. મ્હારૂં અમૂલું પવિત્રતા ધન કે જેને માટે હું એ પાપાલય છોડી ન્હાસી નીકળી હતી. તે મ્હારી બેભાન હાલતમાં જ એ વિષયલંપટને હાથે બળાત્કારે ભ્રષ્ટ થઇ ચૂકયું હતું. હું ચિત્કાર પાડી ઉઠી. એ નરાધમ મ્હારી પડખે જ બેઠો હતો. એણે મ્હને મ્હારી પતિતા માતાએ પાડેલા નવીન નામે (નિરાશા બદલીને) સંબોધીને કહ્યું: "શશી! તું બ્હીશ મા. હું ત્હને સવિતા (મ્હારી વેશ્યા માતા) પાસે પાછી નહિ લઇ જાઉં. એને ત્યાં રહી પાંચ પંદર પ્રેમી કરવા કરતા અહીં મ્હારા એકલાની સાથે જ તું ત્હારૂં જીવન જોડ. એ તો સારૂં થયું, કે હું સીનેમા જોઇ પાછો ફરતો હતો, ને ત્હારો મેળાપ

થઇ ગયો, નહિ તો કોણ જાણે આવા મ્હોટા શહેરમાં તું એકલી સ્ત્રી જાત ક્યાં જાત? ત્હારૂં શું થાત?"

હું રડી પડી. એની આ નિર્લજ્જતાને તિરસ્કારી કાઢવા બેઠી થવા ગઇ, પણ અશકિતને લીધે તેમ થઇ શક્યું નહિ. એક શબ્દનો પણ જવાબ આપ્યા સિવાય હું અભાગીની આંખો મીંચી પડી રહી. બોલવા જેવું હવે ન્હોતું રહ્યું. જેનાં જતનને માટે મ્હેં જાનની પણ પરવા ન્હોતી કરી, તે વસ્તુ તો હું ગુમાવી ચુકી હતી. હવે ક્યાં તો આત્મહત્યા કરી જીવનનો અંત આણવો, ક્યાં તો એનું ઘર માંડી રહેવું, એ બે સિવાય મ્હારે માટે ત્રીજો રસ્તો ન્હોતો રહ્યો."

'એટલું કહી એ હૈયું ભરાઇ આવતાં અટકી ગઇ. અનંતે રૂમાલ વડે એની આંખોનાં આસુ લુછ્યાં. એ દયાભીને સ્વરે બોલ્યો: "બ્હેન! પછી શું થયું?"

"પછી મ્હારા જીવન–નાટકનો ત્રીજો પ્રવેશ ભજવાવો શરૂ થયો, સાંભળો. બે દિવસ સુધી તો લાગલાગટ હું ભુખીતરસી એને ત્યાં જ પડી રહી. છતા એ લંપટ યુવાને મ્હારા તિરસ્કારને ન ગણુકારતા મ્હને એની કરવાના પ્રયાસો ચાલુ જ રાખ્યા. છેવટ હું પણ ધીરે ધીરે એનું અસાધારણ પ્રેમી વર્તન જોઇ પિગળવા લાગી. એણે પોતાની ભૂલને માટે પસ્તાવો જાહેર કરી મ્હારી ક્ષમા માગી. 'અહીંથી કાઢી મુકશે, અગર પાછી એ પતિને સોંપશે, તો મ્હારી શી સ્થિતિ થશે? એના કરતા એની સાથે ઘર માડીને રહેવું શું ખોટું છે?' એમ વિચારી મ્હેં એની માગણી મંજુર કરી. પરંતુ અફસોસ! એ વેળા હું એમ ન્હોતી જાણતી, કે વાસના અને વિલાસના દાસ જેવા કામી પુરૂષો પ્રેમને ખાતર નહિ પરંતુ ક્ષણિક મોહ ને સૌંદર્યને ખાતર

માશુકના પગની મોજડી ચુમતા હશે! એમનો પ્રેમ નિત્ય નિત્ય નવીન કળી ઉપર ભમતા ભ્રમર જેવો હશે!

જ્યારે એ કામી કુતરાએ મ્હને પોતાની થઇ રહેવા પુષ્કળ કાલાવાલા કર્યા; ત્યારે છેવટ મ્હેં એને પૂછયું: "પણ તમે કોણ છો? અહીં શું કરો છો?" જેના જવાબમાં એણે મ્હને કહ્યું: "મ્હારૂં નામ અવગુણનાથ છે. હું મુંબઇના એક ગર્ભશ્રીમંતનો પુત્ર છું. અહીંની એક અંગ્રેજી કંપનીમાં આર્ટ લાઇનનો અભ્યાસ કરવા ખાસ આવી રહ્યો છું. મ્હારા પિતા મ્હને દર મહીને એક સો રૂપીઆ મોકલાવે છે, તેમાંથી આ સ્વતંત્ર મકાન રાખી ખાઇ-પી મોજ કરૂં છું."

"તમે પરણેલા છો?"

"નહિ."

"પરંતુ તમે તો મ્હારી માતાને ત્યા આવતા હતાને?"

"શશી! હું ત્હને શું કહું? હું છું તો આબરૂદારનો છોકરો, પરંતુ અહીં એક સ્નેહીની ખરાબ સોબતમાં એ રસ્તે ચઢી ગયો છું. તેમ છતા ત્હારા જેવી ગુણીયલ ગૃહીણી મળી જાય, તો હજુ પણ મ્હારૂં જીવન કુમાર્ગે જતુ..."

"પણ તમે અહીં કેટલો વખત રહેવાના છો?"

"હવે ફકત બે ચાર માસ બાકી છે. તે પછી તો મુંબઇ ચલ્યો જઇશ."

"અને પછી મ્હારૂં શું?"

"મ્હારી સાથે લઇ જઇશ. મ્હારા પિતા સુધરેલા વિચારના છે. તેઓ ન્યાત-જાતમાં માનતા જ નથી. એટલે આપણે ખુશીથી ત્યાં જઇ સીવીલ મેરેજ (સ્નેહલગ્ન) કરી શકીશું."

"પરન્તુ તમે મ્હને ફસાવીને પછી ફરી નહિ જાવ એની શી ખાત્રી ?"

"હું વચન આપું છું. તું કહે એના સોગન ખાઉં છું. પછી શું છે ? મ્હારા શબ્દમાં વિશ્વાસ રાખ."

"પરન્તુ ધારો કે મુંબઇ ગયા, ને તમારા પિતાએ ત્યાં આપણા લગ્નમાં અનુમતિ ન આપી, તો ?"

"તો ત્હારે ખાતર, ત્હારા સ્નેહને ખાતર હું પિતાના પ્રેમને અને વારસાને ઠોકરે મારીશ. એમ તો જાતે કમાઇને આ પેટનું પોષણ કરવા જેટલી શકિત મ્હારામાં છે."

"જોજો, વચન આપી, મોઢે બોલી, પાછળથી વિશ્વાસઘાત ન કરતા. મ્હારે અનાથને તમારા સિવાય હવે બીજો એકે આશરો નથી."

"એ વિશ્વાસઘાતી પ્રેમીઓ બીજા, હું નહિ..."

એની આવી આવી વાતોથી હું ભોળી ભોળવાઇ ગઇ. એજ દિવસથી મ્હેં એને ચરણે મ્હારૂં તન-મન ધરી દઇ જીવનસાથી માની લ્હાવા માંડયો. એણે પણ મ્હને રાજી રાખવા રાત્રે વેશ્યાને ત્યાં ભટકવું છોડી મહોબ્બતની મોહીનીમાં જકડી લીધી.

આમ દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા. જોતજોતામાં એક આખો મહિનો પૂરો થયો. એક દિવસે બહારથી આવી એણે મ્હારા હાથમાં એક વર્તમાનપત્ર મૂકયું. મ્હેં કહ્યું: 'હું અંગ્રેજી નથી જાણતી' એટલે એણે એનો તરજુમો કરી મ્હને સમજણ પાડી, કે: 'ત્હારી પતિતા માતા સવિતા આબરૂદાર ઘરની છોકરીઓને ઉડાવી લાવી તેમને અનીતિના ધંધામાં વેચતી ટોળીની જુબાની ઉપરથી પકડાતા, અને આરોપ પુરવાર થતા સાત વરસની સખત સજા ભોગવવા ચાલતી થઇ છે. એની માલમિલકત સરકારે જપ્ત કરી છે."

"ચાલો, ઠીક થયું. એ એજ સજાને લાયક હતી." એટલું કહી મ્હેં ઉંચે ચઢેલો શ્વાસ નિરાંતે હેઠે મુકયો.

"પરંતુ બ્હેન! ત્હારા એકાએક આગમનથી આડોશીપાડોશીએ એને કંઈ પૂછપરછ ન્હોતી કરી? તદ્દ ઉપરાંત એની ટપાલ-બપાલ ઉપરથી પણ એના સત્ય અસત્ય કથનની ત્હને ખાત્રી ન થઇ?" અનંતે વચ્ચે શંકા રજુ કરી.

"આપની વાત સત્ય છે. અમારી ચાલીમાં ચાર ઓરડીઓ હતી. એમાં સાધારણ વર્ગના અને એક સિવાય તમામ વિધુર પુરૂષો જ વસતા હતા. એકને એક ઘરડી મા હતી. અને એ સર્વને એણે મ્હારી પરણેલી સ્ત્રી તરીકે જ ઓળખાણ આપી હતી. મ્હારા એની સાથેના સહવાસમાં કેવળ એકજ વાર એક પત્ર આવ્યો હતો, તે પણ ટપાલી કયારે નાખી ગયો? તેની મ્હને ખબર ન્હોતી પડી. વળી એ અંગ્રેજીમાં હોઇ મ્હને એનાં વર્તન ઉપર (એ પોતાના નામ-ઠામ ને ઓળખાણ છુપાવતા હશે,) એવી સહેજ પણ શંકા એ વખતે ન્હોતી, એટલે હું કંઈ જાણી શકી નહિ, તેમ કોઇ દિવસ એ જાણવા મ્હેં પ્રયત્ન પણ ન્હોતો કર્યો. પરંતુ હવે હું ધારી શકું છું, કે એની તમામ ટપાલ એને એ અંગ્રેજી કંપનીની ઓફિસના સરનામે જ મળતી હોવી જોઇએ! પછી તો અંદરનો ભેદ ઇશ્વર જાણે."

"હશે, પછી શું થયું? આગળ ચલાવ."

"પછી અમે પરણ્યા વિનાના પતિ-પત્ની અંતરથી એકેકને પરણ્યા સમાન ગણી લઇ સંસારસુખ લુટવાં લાગ્યાં. જો કે મ્હને તો દહેશત હતી, અને હું તો હમેશ એને એ અઘટીત શરીર-સ્પર્શ ન કરવા વારંવાર વિનવતી અને કહેતી, કે: "ન કરે નારાયણ ને જો

કદાચ કંઈ એવો કુદરતી માઠો પ્રસંગ બની જશે, તો તમે ને હું આપણે બંને પછી કયે ઉજળે મોઢે મુંબઈ જઈ સ્નેહલગ્ન કરી આપણા આપના પિતાને કહી શકીશું?" પરંતુ એણે એ વાત ગણકારી જ નહિ. "થઈ રહેશે, પડશે એવા દેવાશે." કહી એણે મ્હારી સૂચના હસવામાં ઉડાડી. હું યે યુવાન હતી. હિંસક પ્રાણી જેમ પહેલવહેલું લોહી ચાખે ને એને સ્વાદ પડે, એમ મ્હને પણ આ નવોસવો અનુભવ હોઈ ગમે એટલું સમજવા છતાં હું ય મ્હારા મનને મારી શકતી નહિ. આમ ને આમ બીજો માસ પણ પૂરો થવા આવ્યો, અને એટલામાં એક દિવસ રાત્રે મ્હને ઉલટી થવાથી હું ઢીલી થઈ જઈ પથારીમાં પડી. 'મ્હારી તબિયત આજ બગડી આવી છે, તો કોઈ હુંશિયાર નર્સને તેડી લાવો' એમ મ્હેં એને કહ્યું.

અમે બંને અણસમજુ અને આ પ્રકારના પહેલવહેલા અનુભવી રહ્યા, એટલે એમાંથી એકેને કશી સમજ પડી નહિ. એ તો તાબડતોબ એક આધેડવયની હિન્દુ નર્સને તેડી લાવ્યા. એણે આવી મ્હારી પ્રકૃતિ તપાસી. થોડો વાર વિચાર કરી એણે મ્હને પૂછ્યું: "તમે એમનાં વહુ થાવ?" મ્હેં જવાબમાં માથું હલાવ્યું. એટલે એણે તરત બીજો સવાલ પૂછ્યો: "તમારી ઉમર કેટલી?..."

"આસરે ચૌદ પંદર હશે..." મ્હેં સાશ્ચર્ય જવાબ વાળ્યો.

"તેથી જ... તમારા જેવા અધકચરાં નાદાનોએ આવી ઉગતી યુવાનીમાં આવાં અસભ્ય અને ઉતાવળીઆં પગલાં ન ભરવાં જોઈએ. એમાં કોઈક વખત જીવની હાની થવાનો સંભવ છે. બ્હેન! તમને ગર્ભ રહ્યો છે, તેની આ પીડા અને નિશાની છે, બીજું કંઈ નથી. લ્યો, દવા તો આપી જાઉં છું, પણ હવેથી ખાવાપિવામાં બહુ જ સંભાળતા રહેજો."

એ તો દવા આપીને ચાલતી થઇ ગઇ, પણ મ્હારી સ્થિતિ તો એની વાત સાંભળતાં જ વસમી થઇ પડી 'પરણ્યા પહેલાં માતૃત્વપદ! અરેરે! હવે શું થશે? હું મ્હારૂં મોઢું કોઇને કેવી રીતે બતાવી શકીશ?' મ્હેં મ્હારી સ્હામે ખુરસીમાં જડવત્ થઇ બેઠેલા મ્હારા એ યુવાન પતિને ભીની આંખે અને ગળગળે સાદે કહ્યું: "સાંભળ્યુંને? હવે મ્હારૂં માનો તો લોકલજ્જાથી બચવાનો રસ્તો આપના પિતાને એક સામાન્ય પત્ર લખી નાખી તત્કાળ લગ્ન કરી નાખવાનો છે. કેમ, તમે શું ધારો છો?"

"તેના કરતા... તેના કરતા..."

"શું?"

"એક બીજો સ્હેલો ઉપાય બતાવું તો! કે જેથી સાપ મરે પણ નહિ, અને લાકડી ભાંગે પણ નહિ; બંને અર્થ સરે. તો પછી કેમ?"

"શો ઉપાય?"

"આપણી આ ભૂલના છોડવાને જડમૂળમાંથી ઉખેડી નાખવા પ્રયત્ન કરીએ તો..."

"એટલે શું તમે મ્હને ગર્ભપાન કરવાનું કહો છો?"

"હા...હાલ તરતમાં તો એ સિવાય બીજો એકે રસ્તો નથી."

"પરંતુ ત્યારે એમ કરવા કરતા તમને લગ્ન કરી નાખતા શાનો સંકોચ થાય છે?"

"પણ આ પારકા પરદેશમાં, પિતાને પૂછ્યાગાછ્યા કે જણાવ્યા વિના એમ ને એમ એ શી રીતે થઇ શકે? જો શશી! તું કદાચ ગમે એવી હલકી કોટીની છોકરી હશે, એટલે ત્હને તો વાંધો ન નડે,

પરંતુ હું તો એક પૈસાદાર ને પ્રતિષ્ઠિત માણસનો પુત્ર છું. મ્હારા પિતા આગળ પડતા વિચારના હોવા છતા પણ ન્યાતજાતમાં એક આગેવાન ગૃહસ્થ છે. એટલે મ્હારા લગ્ન એમ અંધારામાં નહિ ઉજવાય. એ તો કોઈ ભારે ધામધૂમથી અને બાદશાહી દબદબાથી ઉજવાશે."

"પણ તેમ કરવા જતા આ પાપ ઉઘાડું પડી જશે, તેનું શું ?"

"પાપ કોનું ? ત્હારૂં કે મ્હારૂં ?" એ નફ્ફટ હવે છેક જ મર્યાદા મુકી બોલ્યો.

"કેમ એમ બોલો છો, વળી ! કોનું તે આપણા બંનેનું. થોડું કંઇ મ્હારી એકલીનું છે ?"

"છટ્...મ્હને એમાં કંઇ જ લાગતું વળગતું નથી. તું જાણે ને ત્હારૂં પાપ જાણે." એ તો આમ છેક છેલ્લે પાટલે બેસી ગયો.

"પણ ત્યારે શું તમે મ્હને અત્યાર સુધી તમારી એક રખાત તરીકે રાખી હતી ?"

"તો વળી બીજું શું ? વેસ્યા થાત, સેંકડોથી શરીરને ચુંથાવત, એના કરતા તો આ ઠીક છે ને ?"

"ઓ પ્રભુ ! હું આ શું સાંભળું છું ? અવગુણનાથ ! વ્હાલા ! શું તમે આ સાચેસાચ કહો છો ? તમે મ્હને નથી ચ્હાતા ? હું તમારી સ્ત્રી નહિ ?"

"સ્ત્રી કેવી ને વાત કેવી ? પરવડ્યું ત્યાં સુધી પ્રેમ કર્યો, હવે ત્હને નથી પરવડતું, મ્હારૂં કહ્યું નથી ગમતું, તો તું ત્હારે રસ્તે, હું મ્હારે રસ્તે..."

"જો એમજ હતું, તો ઓ નરાધમ નરપિશાચ ! ત્હેં મ્હને ખોટા ખોટા સોગન ખાઇ, વચન આપી છેતરી શા માટે ? મ્હને

ભૂલનો ભોગ બનાવી આજ આ હાલતમાં મુકી ફજેત શા માટે કરી? મ્હારી પતિવ્રત વેલને ત્હારા મલિન સ્પર્શે દુષિત શા માટે કરી?"

"જેમ પુષ્પોની પરાગ લઇ તે કરમાઈ જતાં તેને છોડી ચાલતા થવું એ મધુકરનો આનંદ છે, એમ તમારી કંગાલોની–અનાથોની મશ્કરી અને ફજેતી કરી વિનોદ લૂંટવો એ અમારા શ્રીમાનોનો અને ખાન-દાનોનો એક જાતનો શોખ છે, શોખ."

"તમારા એ નિષ્ઠુર શોખમાં આગ લાગો. ઓ પ્રભુ! તેં આવા પૈસાદારોને પૈસો આપ્યો એની સાથે હૃદય કાં ન આપ્યું? આવા કામી કુતરાઓને મીઠું મધ જેવું બોલી છેતરવાની જીભ આપી એની સાથે અમારી અંતર–વ્યથા અનુભવવા-અવલોકવા અંતર–ચક્ષુઓ કાં ન આપી?" એટલું કહી હું પોસ પોસ આંસુએ છુટી પોકે એના દેખતાં જ પલંગમાં ઉંધું ઘાલી રડી પડી. એ મ્હારી પાસે આવ્યો. મ્હારા માથા ઉપર હાથ ફેરવતા બોલ્યો: "જો શશી! તું આમ ઘેલાં ન કાઢ. જો ત્હારી એવી જ ઇચ્છા હોય, તો હું આજે જ રાતની ગાડીમાં મુંબઈ રવાના થઇ મ્હારા પિતાને મળું; અને એમને સમજાવી આપણાં લગ્નની વાત નક્કી કરી તરત પાછો ફરૂં. પછી કંઇ છે?"

"અને અહીં હું એકલી! મ્હારૂં કોણ?"

"પણ હું ક્યાં ત્યાં વધારે દિવસ રોકાવાનો છું? કામ થયું કે તરત જ પાછો ફરીશ."

"ત્યારે હમણા મ્હને સાથે જ લેતા જાવ તો?"

"એટલે શું ત્યાં સંગાથે આવી ત્હારે મ્હારી આબરૂના કાંકરા કરવા છે?"

"અને તમે ન પાછા ફરો, તો પછી અહીં મ્હારી આબરૂનું શું?"

" આબરૂ ! અને તે મ્હને ! એક વેસ્યાને ત્યાં નાપાક અન્ન ખાઇ નાચી કુદી ઉછરેલી રખડતી ભિખારણની છોકરીને આબરૂ !"

" શું બોલ્યા ? હું હલકી, વેસ્યાને ત્યાં ઉછરેલી, ભિખારણની છોકરી ! અને તમે ખાનદાનના ફરજંદ હતા, તેથી જ એ વેસ્યાનું ધામ પાવન કરવા પધાર્યા હતા, કેમ ?" મ્હારી આંખો ચાર થઇ ગઇ. એના એ શબ્દો મ્હારા કાળજામાં કારી ઘા જેવા લાગ્યા. જો બીજું કોઇ હોત, તો...જાણે એવું ઝનૂન ભરાયું, ખુન્નસ વરસ્યું, કે ટોટો ઝાલીને પીસી નાખત. પણ લાચાર ! હું એક પરાધીન અબળા હતી. મ્હારા પોતાના પગમાં હું પોતાને હાથે કુહાડો મારી ચુકી હતી. પછી એવા શબ્દો સાંભળવા પડે એમાં શું આશ્ચર્ય ? જાણી જોઇને છતી આંખે આંધળી થઇને વગર વિચારે કુવામાં પડી હતી, ત્યાં પછી બાપડી વિધાત્રીનો પણ શો વાંક ?

હું ગમ ખાઇ ગઇ. એ કડવા ઘુંટડા પણ મ્હોટું પેટ રાખીને સમય તથા સંજોગો વિચારીને પી ગઇ. મ્હેં એનું પાષાણ હૈયું પીગળે તો પીગળાવવા છેવટ મ્હારો છેલ્લો પ્રયત્ન કરી જોયો. એના પગ પકડી મ્હેં એને સાથે લઇ જવા બહુ બહુ કાલાવાલા કર્યા, પણ એ એકનો બે ન થયો. "હું જવાનો જ નથી, લે થયું..." કહી એણે મ્હારૂં મન મનાવી લેવા પ્રયત્ન કર્યો, પણ એક વાર એના વિશ્વાસે ઠોકરાયલી હવે હું એમ છેતરાઉં એમ ન્હોતી.

રડવામાં ને રડવામાં રાત પડી. અમે બંને ભૂખ્યાં ને તરસ્યાં પથારીમાં પડયાં. હું પલંગ પર સુતી અને એણે એક પુસ્તક લઇ આરામખુરસી પર લંબાવ્યું. આખા દિવસના કલ્પાંત અને પરિશ્રમે મ્હારી આંખો મોડી રાત થતા એક ઝોકું ખાઇ ગઇ. એ પછી મ્હારી

એ મીઠી ગુલાબી ઉંઘ બરાબર બે કલાકે ઉડી. હું સફાળી શય્યા તજી ઉભી થઇ ગઇ. ઝાંખા બળતા ફાનસને સતેજ કરતા જ મ્હારી દ્રષ્ટિ સ્હામેની ખાલી આરામખુરસી પર ગઇ. ખીંટી ઉપર એનાં કપડાંલત્તાં પણ ન્હોતાં. રોજ ટેબલ ઉપર પડી રહેતી ચામડાની બેગ પણ અદ્રશ્ય થઈ ગઇ હતી. હું સમજી ગઇ, કે: 'આખરે એ મ્હને એકલી છોડી મુંબઇ સિધાવી ગયો છે.'

ટેબલ ઉપરનાં ઘડીઆળમાં બે વાગવાની તૈયારી હતી. આવી ભયંકર રાત્રે હું એને કયાં શોધું ? અને જ્યાં એનું દીલ જ ઉઠી ગયું છે, ત્યાં પછી મ્હારૂં વળી એમ પણ શું હતું ? આંખોમાંના આંસુ પણ હવે તો રડી રડીને ખુટી ગયાં હતાં. હતાશ હૈયે હું અભાગીની આરામખુરસીમાં પડી. "કયાં જવું ? શું કરવું ? આના કરતા તો એ પતિતા સવિતાને ત્યાં જ રહી છચોક વેશ્યા થઇ હોત, તોય સારૂં !" એવા એવા વિચારોમાં મળસ્કાના ચાર વાગ્યા. ઝાંખું ઝાંખું અજવાળું ફુટવા લાગ્યું. ચાલીમાંનું કોઇ જાગી ઉઠે, એ પહેલા નીકળી જવાનો નિશ્ચય કરી મ્હેં ભાંગેલે દીલે મ્હારા બે ચાર કપડાંની પોટલી બાંધી. "અંદર ફરનીચર છે, એટલે મોડા વ્હેલો પણ પાછો તો ફરશે જ" "એવો વિચાર આવતા ટેબલ ઉપર એક કાગળની ચિઠ્ઠી લખી મુકતી ગઇ. "જો આ જગતમાં સત્ય અને ઇશ્વર જેવી કોઇ વસ્તુ હોય, તો મ્હારો એવો અંતરનો અભિશાપ છે, કે જગતમાં તમારા જેવા ખાનદાનોનાં આવાં છુપાં પાપ એક વખત અવશ્ય જાહેર જનતા સમક્ષ ઉઘાડાં થાવ. તમારી એ ખાનદાની ધોવાઇ જાવ. એ ઇશ્વર મ્હને અન્યાય પામેલીને એક વાર તમારી સાથે પાછી મેળવે, જ્યારે હું મ્હારી આ દુર્દશાનો પૂરેપૂરો બદલો લેવા શકિતમાન હોઉં !...અભાગીની નિરાશા..."

આડોશીપાડોશીઓની હાંસી વચ્ચે હવે હું એકલી રહીને પણ શું કરૂં ? એટલે દ્વારને તાળું મ્હારી વસ્ત્રની પોટલી લઇ એ મકાન છોડી ગઇ.

મ્હારા ભાગ્યમાં ભીખ હોય, એ કેમ કરી ભૂંસાય ! ફરી પાછાં એ ચાર વર્ષ પહેલાંના-ગલીએ ગલીએ ફરી ભીખ માગવાના દિવસ આવી રહ્યા. પણ હવે હું સમજણી થઈ હતી, વયમાં આવી હતી. દુનિયાની થોડી ઘણી લીલી સુકી પણ મ્હેં જોઇ હતી. ચાર ચાર વરસનો એ મહાવરો-એ અભ્યાસ છેક છુટી ગયો હતો. ગૃહસ્થાશ્રમમાં રહ્યા પછી આજ પાઇ પૈસા માટે કે રોટ ાના એક ટુકડાને માટે ઘેરઘેર ભીખ માગવા મ્હારી હિંમત ન્હોતી ચાલતી-મ્હારી જીભ ન્હોતી ઉપડતી. મ્હારૂં યૌવન, કે જેને આયનામાં જોઈ હું એક વાર મલકાતી હતી, અભિમાન ધરાવતી હતી, તે આજ મ્હને દુશ્મનની ગરજ સારી રહ્યું હતું. તેમાં વળી અધુરામાં પૂરો મ્હને ત્રીજો માસ ચાલતો હતો.

ત્રણ ત્રણ દિવસની ભૂખી હું આમ શહેરમાં રખડતી હતી. 'માગ્યા વિના મા પણ ન પીરસે' તેમ મોઢું ઉઘાડયા વિના મ્હારા મનની સ્થિતિ કોઇ શું જાણે ? તેમાં વળી હું દેખાવડી હતી, શરીરે વસ્ત્ર પણ સ્વચ્છ અને એક ગૃહસ્થ સ્ત્રીને શોભે એવા હતા, એટલે કોઇ ભિખારણ સમજી લેવાની ધૃષ્ટતા પણ શી રીતે કરે ? છતા 'ભૂખે જાન જાય તો ભલે જાય, પણ ભીખ તો હવે આ મોઢે ન જ મગાય.' એવો મ્હેં નિશ્ચય કર્યો હતો. પરંતુ એ વધુ વખત ન ટક્યો. મ્હારી હિંમત ધીરજ અને સહનશક્તિ ખૂટી ગઇ. એક રસ્તે જતા ભલા યુવાન પાસે એકાંત જોઇ મ્હેં મ્હારી અમી વગરની જબાન ઉઘાડી: " ભાઈ હું નિરાધાર છું, ત્રણ દિવસની ભુખી છું. કૃપા કરી એક પૈસો... .."

એટલું કહેતા તો મ્હારી આંખો ભરાઇ આવી. એ ભલા યુવાનને મ્હારા પોશાક ઉપરથી કોઇ સારા ઘરની સ્ત્રી સમજી દયા આવી. એણે મ્હને બે આનાનું ચવાણું અપાવતા કહ્યું: "બ્હેન ! આ રસ્તે આગળ જતા એક વિધવાશ્રમ આવે છે. ત્યાં જાવ. ત્યાં તમને આશ્રય મળશે."

મ્હેં એને અંતરથી આશિષ આપી એને આભાર માન્યો. ક્ષુધાને શાન્ત કરી હું એના કહ્યા મુજબ વિધવાશ્રમની મુલાકાત લેવા આગળ વધી. પરણ્યા વિના અને રાંડયા વિના વિધવાની ગણત્રીમાં ગણાવા હું જઇ રહી હતી. પૂછતા પૂછતા એ પતિતોદ્ધારની આદર્શ ભાવનાવાળી સંસ્થા મ્હેં શોધી કાઢી. એ ભવ્ય ઇમારતને દરવાજે દાખલ થઇ અંદર ઉભેલી એક વિધવા સ્ત્રીને મ્હેં પૂછ્યું: "બ્હેન ! આ આશ્રમના મુખ્ય સંચાલિકા કયાં છે ? મ્હારે એમને મળવું છે."

"ચાલો, લઇ જાઉં..." કહી એ સહૃદય વિધવા મ્હને એની સાથે ઉપર તેડી ગઇ. એક ઠાઠમાઠવાળા વિલાસ વૈભવોથી શણગારાયલા ઓરડામાં બે શ્રીમંત શેઠીઆઓ સાથે ઉઘાડે માથે બેસી એક ત્રીસ પાંત્રીસ વર્ષની વિલાસી વિધવા હસી હસીને વાર્તાલાપ કરી રહી હતી. મ્હને એની સમક્ષ લાવી ઉભી રાખતા પેલી બાઇએ કહ્યું: "બ્હેન ! આ બાઇ આપને મળવા માગે છે."

"વારૂ જા..."

એ ચાલી ગઇ. ત્યાર પછી થોડી વાર સુધી મ્હારી તરફ બારીકાઇથી જોઇ એ અપ-ટુ-ડેટ ફેશનેબલ રમણી પાસેની ખાલી ખુરશી બતાવતી બોલી: ! "બેસો." હું ડરતી ડરતી એમાં ગોઠવાઇ. પેલા શ્રીમંતો તો મ્હારી ખુબસુરતી તરફ એકી ટસે ટીકી ટીકીને જોઇ જ રહ્યા હતા. એમાંનાં એકે મ્હને પૂછ્યું: 'તમે કોણ છો ? કયાંથી આવો છો ? શું કામ છે ?"

એનાં આવાં તોછડાં અને એક સામટાં વિવેકહીન પ્રશ્નોએ મ્હને બહુ લાગી આવ્યું. "અરેરે! અહીં આવનાર અભાગીનીઓને વળી આવા સવાલો પૂછવાના જ શાના હોય? પોતાની એબ પોતાને મોઢે ઉઘડાવવામાં એમને શો આનંદ મળતો હશે?" છતાં એ અપમાનનો ઘુંટડો ગળી જઇ મ્હેં એનો જવાબ વાળ્યો: "બ્હેન મ્હારે અહીં રહેવું છે. હું નિરાધાર છું."

"વિધવા છે?"

જવાબમાં મ્હેં જુઠું બોલી હકારમાં માથું હલાવ્યું.

"પણ ત્હારા નામ–ઠામ? ઇતિહાસ?"

એના આ બીજે પ્રશ્ને વળી મ્હને વિશેષ સંકોચ થયો. આબરૂદાર ખાનદાન કુટુંબોની સ્ત્રીઓ આવતાને વાર પોતાની લજ્જા આવી રીતે આમ પોતાને મોઢે એકદમ કેમ કરી ઉઘાડી શકે? તેમ છતાં મ્હારો તો એમ કર્યા સિવાય છૂટકો જ ન્હોતો. એટલે મ્હેં કહ્યું: "હું આપને એ બધું એકાન્તમાં કહીશ."

"આ બે સદ્‌ગૃહસ્થો શહેરના શ્રીમાન સંભાવિત પુરૂષો હોઇ આ આશ્રમના આશ્રયદાતા છે. એટલે એમની સમક્ષ ત્હને કહેવામાં કંઇ વાંધો નથી."

એ ગમે એવા સભ્ય પુરૂષો હોય, છતાં હું મ્હારો લજ્જાસ્પદ કલંકીત ઇતિહાસ એ પુરૂષો સમક્ષ કહેવા મુદ્દલ રાજી ન્હોતી, પરંતુ સંચાલિકાના આ જવાબે મુંગી થઇ ગઇ. અને તેથી મ્હારા ખરા નામ–ઠામ અને ઇતિહાસ છુપાવી મ્હેં એને બનાવટી વાત કહેવી શરૂ કરી. "બ્હેન! મ્હારા પતિ આજથી બે માસ પર મ્હને આવી ગર્ભવતી હાલતમાં છોડી અકાળે મૃત્યુના મહેમાન થયા છે. મ્હારે મહીઅરે ને સાસરે કોઇ સગુંવ્હાલું નથી. હું એક ઉચ્ચ વણીક કુટુંબની

કન્યા છું. પરંતુ વખાની મારી નિરાધાર થઇ જવાથી આત્મહત્યા કરવા તૈયાર થઇ હતી, ત્યાં એક ભલા યુવાને મ્હને આપના આશ્રમમાં જવાની સલાહ આપતા હું અહીં આશ્રય માટે આવી છું. તો કૃપા કરી મ્હને..."

"ત્હારૂં નામ?"

"શશી..." મ્હેં મ્હારૂં અસલ ન્હાનપણનું નિરાશા નામ પણ એનાથી છુપાવ્યું.

"ત્હને વાંચતા લખતા આવડે છે?"

"થોડું ભણું જાણું છું."

"તો લે આ નિયમો વાંચી જો, અને સહી કર."

મ્હારા હાથમાં નિયમનો એક કાગળ આપવામાં આવ્યો. હું એની ઉપર આંખો ફેરવી ગઈ. પછી ટેબલ ઉપરથી હોલ્ડર ઉપાડી સહી કરી, એ સ્ત્રીના હાથમાં પાછો આપ્યો. એ લેતા એણે ઘંટડી વગાડી. એક આધેડ વયની સ્ત્રી અંદર દાખલ થઇ. એને એ રમણીએ સત્તાસૂચક સ્વરે આજ્ઞા ફરમાવી: "આ બાઇને લઈ જઇ વસ્ત્ર બદલાવી તમારી સાથે રાખો." એ પછી હું એની સાથે ચાલતી થઇ.

એ કહેવાતા નામના આદર્શ વિધવાશ્રમમાં મ્હેં લગભગ બે માસ કાઢયા. પરન્તુ એટલામાં તો કંટાળી ગઇ. વેશ્યાના ધામ કરતાંય આ વિલાસી વિધવાશ્રમમાં વિશેષ ભ્રષ્ટાચાર નિહાળી હું તો દીંગ થઇ ગઈ. નાદાન ભોળી ભૂલેલી વિધવાઓને ધર્મ નીતિ અને સંયમનું પવિત્ર શિક્ષણ આપવાને બદલે નોવેલો વાંચવા, નાટક-સીનેમા જોવા, વિલાસ વૈભવો ભોગવવા, આશ્રમના એ પ્રતિષ્ઠિત આશ્રયદાતાઓ અને અન્ય શ્રીમંત પુરૂષો સાથે હરવા-ફરવા જવા, વગેરેમાં અમર્યાદ સ્વતંત્રતા આપતી એ સંસ્થા પ્રત્યે મ્હને અત્યંત તિરસ્કાર ઉપજ્યો. અરેરે! આના

કરતા, અંધારામાં લોકોની આંખમાં ધુળ નાખી પવિત્રતાના પડદા પાછળ આવી પાશવી લીલા ખેલવા કરતા તો એ જાહેરમાં જનસમાજની આંખે ચઢી પાપાલયો ઉઘાડી શરીર–વિક્રય કરતી વારાંગનાઓનાં જીવન લાખ દરજ્જે સારાં !

આમ સમજવા છતાં હું લાચારીથી જોયું ન જોયું કરી ચલાવી લેતી હતી, એક વખત અનુભવના પત્થર સાથે પછડાયલી એવી હું એ સઘળી વિલાસી વિધવાઓમાં અપવાદ તરીકે અતડી ને અતડી રહેતી હતી, એટલે મ્હને કોઇ હસીખુશીને બોલાવતું જ નહિ. જો કે એક લેખે મ્હારે માટે એ ઘણું જ સારૂં હતું. હુંય કોઇની સ્પૃહા કર્યા વિના એ પાપાશ્રમમાં આંસુ વેરી મ્હારૂં અટૂલું જીવન ઘણુંખરૂં એકાન્ત ઓરડામાં પસાર કરતી હતી.

પરંતુ ધીરે ધીરે આશ્રમના એ આશ્રયદાતા સંચાલકો એક એક ડગલું આગળ વધવા મંડયા. મ્હારી અનિચ્છા છતાં એમની છેડ છાડ શરૂ થઇ. એકે તો એક દિવસ હું ન્હાવા બેઠી હતી, ત્યાં ધસી આવી મ્હને કહ્યું: “શશી ! શા માટે શરમાય છે ? હું આ શહેરનો એક ધનાઢ્ય વ્યાપારી નામે કામવિલાસ છું. તું જો મ્હારૂં માન રાખીશ, મ્હને હસી–ખુશીને બોલાવીશ, તો ત્હને અહીં રાજાની રાણીની પેઠે રાખીશ.” પરંતુ મ્હેં એ કામાંધને આવેશમાં આવી જઇ એક તમાચો જડી દીધો. એણે લાલચોળ આંખે મ્હારા ઉપર અત્યાચાર કરવા મ્હારો ચોટલો પકડયો. મ્હેં તરત જ બુમ મારી. જો કે આબરૂ જવાનો ભય એને આશ્રમમાં હતો જ નહિ, છતા એ વધુ હો–હા થતી અટકાવવા એ વખતે તો ચાલ્યો ગયો. પરંતુ જતા જતા ‘ઠીક છે. ત્હને એવું પવિત્રતાનું ઘમંડ છે, તો જોઇ લઇશ. હવે ખબર પડશે.’ એમ દાંત પીસી બોલતો ગયો. પણ એ વખતે મ્હેં એના એ શબ્દો તરફ કંઇ જ

ધ્યાન ન આપ્યું. એક વખત આ આશ્રમ છોડી જવાનો નિર્ણય કર્યો. પરંતુ વળી પાછો એ માંડી વાળ્યો. બ્હાર જઇને પણ પાછી આ ને આજ પીડા ! આ ને આજ સતામણી ! મ્હારે અભાગણીને માટે ઠરવાનું કયાંય ઠામ જ ન્હોતું, અને તેમાં અધુરામાં પૂરો વળી મ્હારા પેટમાં પાંચ માસનો ગર્ભ હતો.

સાંજના મ્હને બ્હેન પાસે ઓફિસમાં બોલાવવામાં આવી. હું ભોળે ભાવે ત્યાં ગઇ. બ્હેનની આંખોમાં અંગારા ભભુકતા હતા. એમણે મ્હને ગુસ્સાભર્યા અવાજે કહ્યું: " લે, આ વાંચી જો."

મ્હેં ડરતે દીલે એના હાથમાંથી કાગળ લીધો. એમાં લખ્યું હતું, કે:

બ્હેન વિલાસિકા,

સંચાલિકા : " વિધવાશ્રમ."

આશ્રમમાં જે દિવસે મ્હારી હાજરીમાં દાખલ થએલ શશી નામની સ્ત્રી વિષે તપાસ કરતા એવી ખબર મળી છે, કે એ કોઈ ગૃહસ્થ કુટુંબની વિધવા નહિ પરંતુ થોડા જ સમય પર સરકાર તરફથી સજા પામેલ સવિતા નામની વેશ્યાની પતિતા અને ચારિત્ર્યહીન પુત્રી છે. માટે આશ્રમનું નામ જાહેરમાં નિષ્કલંકીત રહે, અને આશ્રમની અન્ય બ્હેનો પણ એના ચેપી સંસર્ગથી બગડી આશ્રમની આબરૂને બટ્ટો ન લગાડે, એટલા માટે અત્યારથી જ અગમચેતી વાપરી એને તાબડતોબ રજા આપશો. એજ.

૪-૭-૨૮

લી૦ માનદ્ પ્રમુખ

શેઠ કામવિલાસ જે. પી.

પત્ર વાંચતા મ્હારી આંખે અંધારાં આવ્યાં. 'આ એજ મ્હારા સ્નાન-સમયે અત્યાચાર કરવા આવનાર અને અપમાન પામી બ્હીને મોઢે પાછો ફરનાર પ્રતિષ્ઠિત કર્મચંડાળ!' એમ હું હવે સમજી ગઇ. જરૂર એ ભદ્ર પુરૂષ મ્હારી પતિતા માતાના પૂણ્યધામને પણ કોઇ કોઈ વાર પાવન કરતો હોવો જ જોઇએ, નહિ તો એ મ્હને ક્યાંથી ઓળખે? ગમે તેમ હો, મ્હેં અશ્રુભરી આંખે અને ધ્રુજતે હાથે એ વાંચીને એને પાછો આપ્યો

"બ્હેન......" હું કંઇ કહેવા ગઇ.

"બસ, મ્હારે હવે કંઈ જ સાંભળવાનું નથી રહ્યું. ત્હારા વસ્ત્રની પોટલી લઇ તું ચાલતી થઇ જા...ત્હને રજા આપવામાં આવે છે."

"પરંતુ હું ગર્ભવતી છું; જરા તો દયા રાખો."

"આશ્રમના પ્રમુખ જેવા એક શ્રીમંત પ્રતિષ્ઠિત અને સભ્ય ગૃહસ્થ તરફથી ત્હારી ચાલચલગત માટે આવો પત્ર આવ્યા પછી હું કોઇ પણ રીતે ત્હને અહીં રાખી શકતી નથી."

એ કેવો પ્રતિષ્ઠિત અને સભ્ય પુરૂષ હતો, તે તો હું સારી પેઠે જાણતી હતી! પરંતુ 'હું ગમે એટલું અત્યારે એને માટે કહીશ પણ કોઇ માનનાર નથી' એમ સારી પેઠે સમજતી હતી. 'ગરીબની વહુ સહુની ભાભી, અને શ્રીમંતની રખાત એ સુધરેલા શબ્દોમાં આયા' એવો મ્હારો ઘાટ હતો. મ્હેં હાથ જોડી કહ્યું: "પણ...બ્હેન! *મ્હોટા બ્હેન! સત્યાસત્યની તપાસ કર્યા વિના જ..."

---

* ગુજરાત તરફ મ્હોટે ભાગે કન્યાશાળાઓમાં મુખ્ય શિક્ષિકાને મ્હોટા બ્હેન (Head Mistress) અને સામાન્ય શિક્ષિકાઓને તથા આશ્રમની સંચાલિકાઓને બ્હેન કહીને બોલાવવાની પ્રથા છે.

" જે પ્રતિષ્ઠિત માણસોના પૈસા અને ઉદાર આશ્રય નીચે આ સંસ્થા નભે છે, એમનો શબ્દ એજ સત્ય. એમાં શંકા રાખવાની કે એની તપાસ કરવાની હોય જ નહિ." એટલું કહેતા એણે ઘંટડી વગાડી. પેલી સ્ત્રી આવી ઉભી રહી. એને હુકમ થયો: " આ બાઇને આશ્રમમાંથી એનાં જે કંઇ કપડાંલત્તાં હોય તે આપી બ્હાર કાઢી મુકો."

મ્હેં એની સાથે જતા જતા કહ્યું: " હું બ્હાર જઇને આ અન્યાય, તેમજ આશ્રમમાં ચાલતા તમારા આ ભ્રષ્ટાચાર ઉઘાડા પાડીશ, એની પણ તમને બ્હીક નથી. "

" જેને ખાવા ધાન નથી, પહેરવા કપડાં નથી, રહેવા ઝુંપડું નથી, એવી ત્હારા જેવી ભિખારણનો બકવાદ કોઇ પણ કાને ધરે એમ નથી. અને કદાચ કોઇ ધરે, તો પણ તે જાહેરમાં વર્ષોથી ચાલતા આ આદર્શ આશ્રમની કે તેના આબરૂદાર સંચાલકોની સ્હામે આંગળી સરખી પણ ઉંચી કરવા હિંમત કરે એમ નથી." એટલું કહી એ ખડખડાટ હસતી ઓરડો છોડી ગઇ.

એના શબ્દો સાચા હતા. વસ્તુસ્થિતિ એવી જ હતી. જ્યાં મ્હારા પોતાના પેટ ભરવાના જ ફાંફા હતા, ત્યાં હું એને માટે ફરિયાદ કરવા તો જાઉં જ શી રીતે ? અને આમ જે પાપસ્થાન છોડવા હું વખતો-વખત વિચારી રહી હતી, હૃદયમાં કચવાઇ રહી હતી, તેને માટે કુદરતે આપોઆપ મ્હને માર્ગ ખુલ્લો કરી આપ્યો. પછી એ વિષયલોલુપ પ્રમુખને શાપ દેતી હું એ કહેવાતા આદર્શ વિધવાશ્રમનો દરવાજો-પડછાયો—આસરો છોડી ગઈ.

—* અહીં એ યુવતી હૈયું ભરાઇ આવતા જરા અટકી ગઇ. *—



"પછી તું ક્યાં ગઇ ?" જિજ્ઞાસુ અનંત વધારે વાર ધીરજ ધરી શક્યો નહિ.

"પછી હું પાછી રસ્તે રખડતી ભિખારણ બની ગઇ. સાચુ પુછો, તો હું આટઆટલી વિષમ પરિસ્થિતિમાં મુકાયા પછી મ્હારી એ પતિતા માતાને ત્યાં જઇ વેશ્યા–જીવન ગુજારવા પણ તૈયાર થઇ ગઇ હતી. પરંતુ અફસોસ ! કે એ એ વખતે કારાગૃહ સેવતી હતી.

સમાજના આ અમાનુષી વર્તને મ્હારો પ્રેમ ધિક્કારમાં પલટાવી નાખી મ્હને શરમાળને બેશરમ બનાવી દીધી. 'ધર્મીને–સદાચારીને માટે આ દુનિયા નથી, એ તો પાપીઓને જ માટે છે.' એવો કડવો અનુભવ થતા હું હવે માન અપમાન અને લાજ શરમ ઉંચે મુકી નફટાઇથી ભીખ માગતી ભમવા લાગી. અને એ જીવનના લ્હાવ મ્હેં લગભગ ત્રણ માસ લૂટયાં. આ દરમ્યાન મ્હારા હૃદય પર અનીતિ અધર્મ અને ભ્રષ્ટતાની છાપ વધુ ને વધુ ઉંડી અંકાતી ગઇ. ઉપરથી સફેદ દુધ જેવા દેખાતાં સોમલના કટકાઓ અંદરથી કેવા કાળા અને કાતીલ ગુણ ધરાવનારા હોય છે, એનો અનુભવ મ્હને પૂરેપૂરો થયો. સહુ કોઇ શેઠીઆ પાઇ પૈસો આપના મ્હારા મોંઢા તરફ ટીકી ટીકીને જોઇ રહેતા. કોઇ તો વળી મ્હારી કંગાળ દશા પર દયા ખાઇને નહિ પરંતુ મ્હારા રૂપના પલકભર દર્શન કરવા ખાતર જ ગજવામાં હાથ નાખી મ્હને સ્હામે ઉભી રાખતા. કોઇ મ્હને છેડતું, કોઈ મશ્કરી

કરતું, તો કોઇ નિર્લજ્જ શબ્દો કહી ધક્કા પણ મારતું. હું એ બધું બ્હેરી થઇ સાંભળી રહેતી. પત્થર હૈયું કરી સહન કરતી, શરમ–સંકોચ વિના આગળ ને આગળ ચાલી જતી.

મીલમજુર તરીકે એક અઠવાડિયામાં ઉપરીઓનાં અટકચાળાં અને છેડછાડ જોઇ ધરાઇ ગઇ. હિંદુધર્મની સેવાનું ડીમડીમ વગાડનાર ધર્મચુસ્ત આચાર્યો તથા તેમની ભક્ત–મંડળીઓની રાસલીલાનાં રંગરાગ પણ ખૂબ જોયાં. અછૂતોદ્ધાર, પતિતોદ્ધાર, બાળવૈધવ્ય, પુનર્લગ્ન, બાળલગ્ન અને સ્ત્રી-કેળવણીના વિષયો પર ભાષણો આપતા સુધારાના હિમાયતીઓનું પાણી પણ મ્હેં માપી નાખ્યું. અને એ તમામ કડવા ઝેર જેવા અનુભવ પછી મ્હને હિન્દુધર્મ અને હિન્દુસમાજ ઉપર તિરસ્કાર આવ્યો. એની ઉપરથી મ્હારૂં દીલ, મ્હારી શ્રદ્ધા, મ્હારી ભાવના ઉડી ગયાં.

અને એક દિવસ એક ભલા ક્રીશ્ચિયન બાનુ અમારા જેવા ગરીબ અસ્પૃશ્ય અનાથ ભિખારીઓનાં શહેર બહાર આવેલાં ઝુંપડાઓ આગળ આવ્યા. એમણે અમને કપડાંલત્તાં અને ખાવાનું આપ્યું. તે પછી ઉપદેશ દીધો. હું પણ ત્યાં ઉભી ઉભી એ સાંભળી રહી હતી.

એ મીશનરી બાનુ ક્રીશ્ચિયન–મીશન (મઠ) તરફથી ઇસાઇ–ધર્મ પ્રવર્તક તરીકે ઉપદેશકનું કાર્ય કરતા હતા. એણે અમને બધાને ભેગા કરી કહ્યું: "ભાઇઓ અને બ્હેનો ! તમારી હિન્દુસમાજમાં તમને હલકા ગણવામાં આવે છે. તમે મંદિરોમાં જઇ શકતા નથી. એ લોકોને કુવે તળાવે કે ટાંકીએ પાણી સુદ્ધાં ભરી શકતા નથી. તમે એમની સેવા ચાકરી ઉઠાવો છો, છતા એ તમારો ઓળો પડતા અભડાઇ જાય છે. અને તમે એ ચલાવી લ્યો છો, એટલે જ તમારો ઉદ્ધાર પણ થતો

થતો નથી. જ્યારે એ જ પવિત્રતાના બણુગા ફુંકનાર હિન્દુકોમ પોતાની વિધવા વહુ દિકરીઓ કે જે નાહ્વાન અવસ્થામાં જ વિધવા થઇ જન્મભર આંસુ સારે છે, યા આત્મહત્યા કરી જીવનલીલા સંકેલી લે છે, યા પાપમાં લપસી કુળ-કીર્તિ પર પાણી રેડે છે, તેમને ખુશીથી નિભાવી શકે છે. જ્યારે અમારા ઇસાઇ ધર્મમાં તો બધા એકસરખા છે. ઇસુ સૌનો છે. ન્હાના મ્હોટા ગરીબ તવંગર સર્વ કોઇ ભેદભાવ વિના એના ચર્ચમાં (મંદિરમાં) જવાનો હકક ધરાવે છે. અમારામાં વાણીયા-બ્રાહ્મણ કે ઢેડ-ભંગી જેવા ઉંચા નીચાં જુદાઇનાં તત્વો નથી. એક અછૂત-અસ્પૃશ્ય ચમાર જ્યાં સુધી ચમાર હોય ત્યાં સુધી એને અડવામાં જે હિન્દુધર્મના સનાતની થાંભલાઓ અભડાઇ જાય છે, એજ એ જગલામાંથી વટલાઇ ક્રીશ્ચીઅન સાહેબ જોનસન થએલની હેટને સાત વાર સલામ કરે છે; એની સાથે સ્હેજ પણ અચકાયા વિના શેઇક-હેન્ડ કરે છે માટે જો તમારે તમારી આંધળી સમાજની આંખો ઉઘાડવી હોય, કુતરાં-બિલાડાંની માફક હડધૂત થતા બચવું હોય, અને આ ભૂખમરા તથા દાસત્વની દુર્દશામાંથી મુક્તિ મેળવવી હોય, તો અમારા ધર્મમાં આવો, અમારા ઇસુને યાદ કરતા થાવ.

શિક્ષણ સંપ અને સમાનભાવ (education unity & equality) એ ત્રણ અમારા સુંદર સિદ્ધાંતો છે. અમારાં ચર્ચનાં દ્વાર તમારે માટે ચોવીસે કલાક ખુલ્લાં છે. એમાં તમારા મંદિરો જેટલી હો-હા નથી પણ સંપૂર્ણ શાંતિ છે. અને જ્યાં શાંતિ છે ત્યાં જ ઇસુનો વાસ છે. એને ઓળખતા થાવ, એ દયાળુ અને ભલો ઇસુ તમારા તમામ દુઃખ-દારિદ્રયનું નિવારણ કરશે." એટલું કહી એણે ચોકડી જેવા કેટલાંક ચિહ્નો (ક્રોસ-ખ્રીસ્તી ધર્મનું પવિત્ર ચિહ્ન કે

જેને ઇસાઇઓ હિન્દુઓની મ.ળાની માફક ગળામાં પહેરી રાખે છે.) અને કેટલીક ચોપડીઓ અમારામાં મફત વ્હેંચી આપી. મ્હારા દીલ ઉપર એના ઉપદેશની એવી તો ઉંડી અસર પડી, કે હું આશામાં ને આશામાં એની પાછળ પાછળ ગઇ. અંતે સાહસ કરી એની સમક્ષ જઇ રડી પડી. " ઓ ભલા બાનુ! કૃપા કરી મ્હને એક અભાગીનીને મદદ કરો. હું બેજીવવાળી છું."

એણે મ્હારી સ્હામે જોયું. મ્હને છેલ્લો નવમો માસ બેસી ચુક્યો હતો. ભીખ માગવા જવાની શક્તિ હવે મ્હારામાં ન્હોતી રહી. એ દયાળુ બાનુ મ્હારૂં હૃદય–દુઃખ સમજી ગયા. એક પણ પ્રશ્ન પૂછ્યા વિના એમણે મ્હારે માથે પોતાનો પ્રેમાળ હાથ મુકી કહ્યું: " બ્હેન! હું તો આજની સ્ટીમરમાં અહીંથી એડન જનાર છું. ત્યાં મ્હારે એક પાદરી સાહેબને ખાસ મળવાનું છે. તું મ્હારી સાથે એડન આવીશ? ત્યાંથી આપણે બીજી સ્ટીમરમાં મુંબઇ જઇશું, અને ત્યાં ગયા પછી હું ત્હારે માટે મીસનમા યોગ્ય પ્રબંધ કરીશ."

'મુંબઇ' નામ કાને પડતા જ મ્હને અવગુણનાથ સાંભર્યો. ત્યાં જઇશ, તો કદાચ મ્હારા એ પતિવ્રત–છેદક પાપાત્માની મુલાકાત થશે, અને મ્હારૂં વૈર લઇ શકાશે, એ વિચાર આવતા મ્હેં હા પાડી. મ્હેં એમના કહ્યા મુજબ મ્હારા હિન્દુ પોશાકને તિલાંજલી આપી આ એમનો આપેલો નવો પોશાક ધારણ કર્યો. ડંખતે દીલે હું એમની સાથે એડન ગઇ. જો કે એમનું વર્તન મ્હારી સાથે બહુ જ માયાળુ હોવા છતાં પણ મ્હારા હૃદયમાં હું જેવી ધારતી હતી તેવી શાન્તિ મેળવી શકી નહિ. પગલું ભરતા તો ભરાઈ ગયું પણ મ્હેં આ અવિચારી સાહસ કર્યું છે. એમ મ્હને પાછળથી સાલવા લાગ્યું. પરંતુ હવે એનો ઉપાય

ન્હોતો. જો કે એમની તરફથી હજુ મ્હને મ્હારૂં દીલ દુભાય એવી કોઈપણ જાતની ધાર્મિક કે ખાવા–પીવાની બાબતમાં અગવડ ન્હોતી, છતાં પણ હું રોજ મ્હારા એ ઉતાવળીઆં પગલાંથી મુઝાયા કરતી. એડનથી મુંબઇ પાછા ફરતી વખતે એમણે મ્હને કહ્યું: "મુંબઇ પહોંચ્યા પછી ત્હને બેપ્ટીઝમ અપાવીશ. (ખ્રીસ્તી ધર્મમાં દાખલ થવાની એક ક્રિયા ) તે પછી તું મીસનમાં રહેજે. છૂટાછેડા થયા પછી ત્હને કોઇ યોગ્ય જગ્યાએ રખાવી આપીશ, કયાં તો પછી તું મ્હારી માફક આમ ઉપદેશક તરીકે પણ કામ કરી શકીશ."

એમને મોઢે આ વાત સાંભળ્યા પછી તો મ્હારી બેચેની બહુ જ વધી ગઇ. 'હું આ ખોટું કરૂં છું.' એમ મ્હારો અંતરાત્મા મ્હને અંદરથી કહેવા લાગ્યો 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' એ ભગવાન શ્રીકૃષ્ણનું ગીતા સૂત્ર મ્હારી નજર આગળ તરવર્યું. ધર્મ ત્યાગી શિયળ સંરક્ષવું અને પાપી પેટ પોષવું એના કરતા તો આત્મહત્યા કરી આ અભાગી જીવનનો અંત આણવો એજ માર્ગ મ્હને તો વધુ શ્રેયસ્કર ભાસ્યો. હું વિચારને વમળે ચઢી. મ્હારે માટે ચાર રસ્તા ખુલ્લા હતા. એમાંથી એકની પસંદગી કરવાની હતી. કયાં તો મુંબઇ જઇ ક્રીશ્ચીઅન થઇ મીશનમાં રહેવું; કયા તો અનીતિને રસ્તે ઉતરી સમાજને ઠોકરે મારી અપવિત્ર વેશ્યા–જીવન ગાળવું; કયાં તો ભીખ માગી રઝળવું; અને કયાં તો આપઘાત કરવો. બહુ બહુ વિચારને અંતે છેલ્લા માર્ગને જ મ્હેં વધાવી લીધો. અને એનો અમલ કરવા મ્હારી ઓરડીમાંથી બ્હાર નીકળી. પરંતુ મ્હારી એ આશા પાર પડે તે પહેલા તમે મ્હને તેમ કરતા અટકાવી દીધી છે. બસ...આજ મ્હારો જીવન–ઇતિહાસ છે."

"ત્યારે હાલમાં ત્હારી સાથે એ ક્રીશ્ચીઅન બાનુ હશે ?"

"હા, એ સુતેલા છે."

"એમનું નામ?"

"મધર મરીઅમ..."

"ત્યારે હવે તું એમની સાથે મુંબઇ જવા નથી ઇચ્છતી?"

"નહિ, હવે તો આ જીવન અને જગત્ બંનેથી હું કંટાળી ગઇ છું, અને કોઇ રીતે ઇશ્વર મ્હોત આપે એજ ઇચ્છું છું."

"બ્હેન! મૃત્યુથી ત્હારા આત્માને સંતોષ અને શાન્તિ મળશે, એમ તું માને છે?"

"નહિ જ, નર્કમાં કે સ્વર્ગમાં જ્યાં હોઇશ ત્યાંથી પણ મ્હારો આ અમર આત્મા તો અભિશાપની વૃષ્ટિ વરસાવતો જ રહેશે. પણ મ્હારી આ જીવનકથા જાણ્યા પછી તમે તમારા સાચા હૃદયથી જવાબ આપો, કે જે જે પરિસ્થિતિમાં મુકાઇ મ્હેં મ્હારી જીવન-નાટિકામાં આવી અવનવી ભૂમિકાઓ ભજવી; અને છેવટ આજ આ વેશ, આ ધર્મ સ્વિકારવા અગર તો આત્મહત્યા કરવા પણ તૈયાર થઇ, એમાં મ્હારો શો દોષ? આવાં કૃત્ય માટે જવાબદાર કોણ? તમારો લંપટ પુરૂષવર્ગ કે અમે અભાગીની અણુસમજુ અબળાઓ?"

"એમાંથી એકે નહિ, બ્હેન!"

"ત્યારે?"

"સારી હિન્દુસમાજ, કે જે આંખ મીંચામણાં કરી એવાં પાપ અને પાપાત્માઓને પોષી રહી છે–પંપાળી રહી છે."

"અને એજ સમાજને હવે હું ધિક્કારતા અને ઠોકરે મારતા શીખી છું. કહો, તમારામાં એ સમાજની સ્હામે થઇ મ્હારા જેવી પવિત્ર વિચારની પતિતાને–આર્યબાળાને આશરો આપવા–ઉદ્ધારવા

અનીતિને પંથે ચઢતી અટકાવવા—પરધર્મમાં પગલાં ભરતી રોકવા હિંમત છે ? તાકાત છે ? મનોબળ છે ? ”

“ પરંતુ હું ત્હને અપવિત્ર અર્થાત પતિતા થએલી માનતો જ નથી, ત્યાં પછી ઉદ્ધારવાની તો વાત જ શી હોય ? ”

“ અલબત્ત ! હું દિવાની યુવાનીમાં એ બેવફા યુવકને ભરોસે ભાન ભૂલી છું, છતાં એક જ પતિવ્રતની અચળ ટેક મ્હેં અદ્યાપિ પર્યંત નિભાવી રાખી છે. હું વેસ્યાને ત્યાં રહી છું, એનું નાપાક અન્ન ઉદરમાં પધરાવ્યું છે, છતાં કાદવવાળાં પાણીમાં રાતદિન રહ્યા છતાં કમળ જેમ મલિન સ્પર્શથી વંચિત રહે છે, એમ ! કંટકનાં ચોવીસે કલાકનો સહવાસ છતાં ગુલાબની કોમળ પાંદડીઓને કશી પણ કાતીલ અસર નથી થતી એમ એ પાપાલયમાં પણ હું મ્હારા અંતઃકરણની પવિત્ર ભાવનાઓને તલમાત્ર ખંડિત કે દુષિત થયા વિના જેવી ને તેવી જાળવી શકી છું. હું હજુ પરધર્મમાં તનથી કે મનથી ભ્રષ્ટ નથી થઇ, કેવળ વચન માત્રથી ! અને તેમ તો તમારી હિન્દુ–સમાજમાં પણ ક્યાં નથી ? પરદેશથી આયાત થતી દવાઓ, ખાંડ, ચાહ, બિસ્કુટ, સીગારેટ વીગેરે સેંકડો ચીજોમાં પણ ભ્રષ્ટાચારની ક્યાં કમી છે ? તેમ છતાં હિન્દુધર્મ તો હરેક ધર્મમાં પોતાની અપ્રતિમ ઉદારતાને માટે અદ્વિતીય છે. તો પછી એ વિશાળ ધર્મની ઉદાર ભાવના આ એક અભાગીની આર્યબાળાને ઉદ્ધારવા—પોતાની પાંખમાં લેવા—એની ભૂલચૂકનો પસ્તાવો કરવા સહાનુભૂતિ નહિ દર્શાવી શકે ? ”

“ આખી સમાજની વાત તો સમાજ જાણે. બાકી હું પોતે તો ત્હને કહે એ સહાય આપવા તૈયાર છું.”

“ બેરીસ્ટર સાહેબ ! દુધના ક્ષણિક ઉભરાની માફક આવેશમાં

તો નથી બોલતાને ? સંપૂર્ણ શુદ્ધિમાં શબ્દની જોખમદારી સમજીને બોલો છોને ?"

"એવી શંકા કરવાનું કારણ ?"

"એક વખત ઠગાયલી અબળા ફરી પાછી પુરૂષવર્ગનાં બોલ અને વચન ઉપર હવે એકદમ વિશ્વાસ શી રીતે મુકી શકે ?"

"પરંતુ ત્યારે દુનિયામાં પીળું એટલું બધું જ પિત્તળ, અને સફેદ એટલું બધું જ સોમલ શા માટે ધારી લેવું ?"

"તો પછી પીળું એટલું બધું સોનું જ હોય, અને સફેદ એટલું બધું દુધ જ હોય, એમ પણ કેમ કહી શકાય ?"

"કસોટીએ–અનુભવે."

"અને એને માટે મ્હારે..."

"એક વખત ઝુકયાં છો, એમ ફરી વાર આંખો મીંચીને ઝુકી પડવું. એક વખત કાચના કટકાને શરાણે ચઢાવી જોયો, હવે બીજી વાર હીરાના કટકાને પ્હેલ પાડી જુઓ."

"પણ શરાણે ચઢાવ્યા પહેલા કાચ છે કે કોહીનૂર તે કેમ કરી પરખાય ? અને પાછળથી ખબર પડે, એ પછી કામનુંય શું ? ઉલ્ટી મહેનત બરબાદ જાય, વખતનો ભોગ અપાય."

"નિરાશા ! બ્હેન ! સુર્યનું તેજ એમ આભલા પાછળ છૂપાવ્યું છુપ્યું સાંભળ્યું છે ? એ તો પાણીદાર મોતીનું આબ પરીક્ષક તરત પારખી કાઢે."

"પરંતુ મ્હારામાં એ–એટલી શકિત નથીને ! હોત તો વળી... આમ ઠોકર ખાત ખરી ?"

"તો પછી વિશ્વાસ પર વહાણુ હાંકો."

" અને એ વિશ્વાસ દગો દે તો ! એ અંધશ્રદ્ધા–એ અવિચારી સાહસ પાછો આંસુ નીચોવવાનો અગર પસ્તાવાનો વખત આણે તો !"

" તો એ પસ્તાવાને એક નવો અનુભવ સમજી તમારી અનુભવમાળામાં એક મણકો વિશેષ ઉમેરજો. આ જગત આખું જ એક અનુભવશાળા છે. એમાં સારા અને નરસા બંને પ્રકારનાં અનુભવોના અભ્યાસી દરેક વિદ્યાર્થીએ થવું જોઇએ. ભૂલમાં જ અભ્યુદય છે. અવનતિમાં જ ઉન્નતિ છે. પસ્તાવામાં જ–ઠોકર ખાવામાં જ જગતનાં છુપાં અલભ્ય અને અઘરાં જ્ઞાન છુપાયલાં છે. સ્વ. કવિ કલાપીએ તેથી જ લખ્યું છે, કેઃ

છે પસ્તાવો પુનિત ઝરણું સ્વર્ગથી ઉતર્યું હા !
પાપી એમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે.

વગર પડે ઉપર ચઢે એ તો અધુરાં, બાકી પટકાઇ પટકાઇને પેલા કરોળીઆની માફક ( ગુજરાતી ચોપડીની કવિતાઃ કરતા જાળ કરોળીઓ ભોંય પડી ગભરાય ) વારંવાર પછાડા ખાઇ ખાઇને જે છેવટ્ ટોચે પહોંચે એજ પાકા અનુભવી અને જ્ઞાની !"

" ભલે, તો હું આપના વિશ્વાસના વારિમાં પાછી પવિત્ર થવાની ઉમેદે આંખો મીંચીને ડુબકી મારવા તૈયાર છું. લાવો, નિખાલસ હૃદયે મ્હને સહાય કરવા તમારો હાથ લંબાવો અને વચન આપો..."

" લે...આ મ્હારૂં વચન...બસ..."

અનંતે એના હાથમાં પોતાનો હાથ મુકયો.



"અનંત! ભાઇ! તમે મ્હને તમારે ત્યાં લઇ જવા તૈયાર છો, પરંતુ સમાજ અને સગાં સ્નેહી એ સાંખી શકશે?"

"નહિ સાંખી શકે તો બોલશે, બે વાત કહેશે. પરંતુ તેય બે દિવસ રહીને પછી પાછાં બંધ થઇ જશે."

"અને કદાચ એ તમારો કેડો ઠેઠ સુધી નહિ મૂકે તો?"

"તો હું એમને ઠોકરે મારીશ; મ્હને અંતરાત્માના અવાજ સિવાય હવે કોઇની પણ પરવા નથી."

"પરંતુ આપના પાલક પિતાને......"

"મ્હેં એક વાર કહ્યું ને, કે મ્હારા મક્કમ નિર્ણયમાંથી સ્વયં બ્રહ્મા પણ મ્હને ડગાવી શકનાર નથી! તું જાણે છે, કે મ્હને કોઇ સગાં સ્નેહી તો છે જ નહિ."

"અને તેથી જ તમે મ્હારૂં દુઃખ સમજી શક્યા છો."

"બ્હેન! એ તો દર્દીના દીલ દર્દીનાં પિછાની શકે. હૃદય-દર્દની વેદના અને ઔષધ અનુભવી જ સમજી શકે. દુનિયાના ડોકટરો તો ઉપરથી જ ઉપચાર કરે, બાકી ભિતરના ભેદ તો ઘવાયલાં હૈયાં જ ઉકેલે. જેને વીતે એ જાણે, પ્રસુતિની પીડા તે વંધ્યા શું પ્રમાણે?"

"તમે ઘાયલ હૈયાંની વેદના સાચેસાચ અનુભવી છે, કે કેવળ અભ્યાસ ઉપરથી જ અટકળ બાંધો છો?"

"અભ્યાસે નથી કર્યો, તેમ એવો કોઇ ખાસ અનુભવ પણ નથી. પરન્તુ કદાચ થોડા જ વખતમાં થાય, એવા ભણકારા મ્હારી કલ્પના દ્રષ્ટિમાં-સ્વપ્ન સૃષ્ટિમાં વાગતા સંભળાય છે ખરા!"

" એટલે ? "

" એ બધું ત્હને વખત આવે એની મેળે સમજાશે. "

" તમે પરણેલા છો ?"

" કેમ વારૂ ?"

" અમસ્તી...સ્હેજ જાણવા માટે."

" પરણેલો પણ નથી તેમ કુંવારો પણ નથી."

" તો શું વિવાહીત છો ?"

" તેમ પણ નથી. "

" ત્યારે ?"

" દીલનાં દાનની લેવડ-દેવડ કરી ચૂક્યો છું."

" ક્યાં ? કોની સાથે ?"

" મ્હારા પાલક પિતા આનંદરાયની એકની એક સુશીલા પુત્રી આશા સાથે..."

" ત્યારે પછી મ્હારૂં શું ? તમે તો પરણી જશો...અને..."

" તું પણ અમારી ભેગી જ..."

" ક્યાં સુધી ?"

" ત્હારા એ નિષ્ઠુર નરપિશાચ નાથની ભાળ ન લાગે ત્યાં સુધી, એ ત્હને પાછી ન સ્વિકારે ત્યાં સુધી."

" તમે એમ માનો છો, કે જેણે મ્હારી આવી અધમ દશા કરી, મ્હને આ સ્થિતિમાં નિર્દય જગતની દયા ઉપર એકલી છોડી દીધી, બેવફા થઈ વિશ્વાસભંગ કર્યો, કૌમાર્યધન લૂટી કમનસીબ અને કલંકીતા બનાવી, એને હવે હું કોઈ કાળે પણ મ્હારા પતિ તરીકે કબુલ કરીશ ? અરે એને ઓળેય ઉભી રહીશ ? "

" તો શું આ જીવનપર્યંત અખંડ બ્રહ્મચારીણી રહીશ ? વૈરાગીની-વ્રત ધરીશ ? "

"નહિ વૈરીણી વ્રત લઈશ. મ્હારા હૃદયની આગ બુઝાવવા પ્રયત્ન આદરીશ. મ્હને થએલ અન્યાયનો બદલો લઈશ."

"પણ ત્હારૂં કહ્યું કોણ માનશે ? કોણ ગણકારશે ?"

"તમે...અનંત ! તમે. મ્હને બીજા કોઈની જરૂર નથી. કહો, તમે તો ના નહિ પાડી શકોને ?"

"ધાર, કે હું એકલો કદાચ ત્હારી તરફથી બોલું. પણ તેથી શું ? ઉલ્ટા લોકો તો આપણા પવિત્ર સંબંધ ઉપર આક્ષેપ મુકી આપણી જીભ બકડી લેશે"

"તો મ્હારા પેટમાં...આ એનો પુરાવો છે. એ તો જવાબ દેશેને ?"

"શંકિત સમાજ એને માટે પણ શંકા ઉઠાવશે તો ?"

"તો તે વખતે જોઈ લઈશ."

"જોઈ લઈને શું કરીશ ?"

"આ ધર્મ અને આ સમાજને સાષ્ટાંગ પ્રણામ કરીશ."

"એમાં એનું શું જશે ? વૈર શું લેવાશે ?"

"અનંત ! ભાઈ ! તમે કેમ ભૂલો છો ? આ લોકની અદાલતમાં એને છોડી દેશે, તો પણ કુદરતનો ઇન્સાફ અને આ અભાગીનીનો અભિશાપ એને કદાપી પણ નહિ છોડે."

"ત્યારે છેવટ ત્હને કુદરતમાં તો શ્રદ્ધા છેને ?"

"સંપૂર્ણ. અને મ્હારી એ શ્રદ્ધા મ્હને એક દિવસ આ અન્યાયનો બદલો અપાવશે, એમ મ્હારૂં અંતર સાક્ષી પૂરે છે."

"તો બસ, કુદરતના હાથથી જ એનો ઇન્સાફ થવા દે ત્હારે એમાં હાથ નાખવાની જરૂર નથી. એ જે કંઈ કરશે તે યોગ્ય જ કરશે. એમ દીલમાં સંતોષ રાખી જા...જઈને સુઈ જા. કાલ સ્હવારે ત્હારી એ મીશનરી બાઈને સમજાવી તેની રજા લઈ તું ચાલી આવજે."

" પરંતુ જતા પહેલા મ્હારી એક શંકાનું નિરાકરણ થવું જોઇએ."

" હજુ વળી શું બાકી છે ?"

" હું ગર્ભવતી છું. મ્હને છેલ્લો માસ જાય છે. વળી આજ પોશાકમાં આપની સાથે ઘેર આવીશ. આપના કોઇ ઓળખીતાને એથી વ્હેમાવાનું કારણ તો નહિ મળેને ?"

" મ્હને મળવા તો મ્હારી ભવિષ્યની ભાર્યા કદાચ આવે તો આવે. બાકી બીજું કોઇ આવે એમ નથી."

" અને તમારી એ જીવનસખી..."

" એ તો બહુ જ સમજુ અને સંસ્કારી છે, એવી નથી."

" છતાં આવી બાબતમાં સ્ત્રી–હૃદયને શંકાશીલ થતા વાર લાગતી નથી, પછી તો તમે જાણો."

" ત્હારી એ શંકા અસ્થાને છે."

" અને કદાચ તમારા પાલક પિતા પણ આવે તો !"

" તો પણ શું છે ? જેના દીલ સાફ છે, એને ડરવાનું કેવું હોય ? જેના દીલમાં પાપ હોય એને એ વિચાર કરવાનો !"

" તો ભલે...હવે હું જાઉં છું. સ્હવારે રજા લઇ આવીશ."

" ખુશીથી..."

એ ધીરે રહીને પોતાની ઓરડીમાં જઈ પાછી પથારીમાં પડી. આ બાજુ અનંત પણ એના ગયા પછી બિછાનામાં પડયો. " કદાચ આશાને તો ગમે એમ કરીને સમજાવી શકીશ, પરંતુ આનંદરાયના અંતરમાં આ વાત ઉતરશે કે કેમ ? એની મ્હને શંકા છે." એવા વિચારો કરતા કરતા મોડી રાત્રે એની આંખો મળી ગઇ.

* * * *

બીજે દિવસે સ્હવારે નિરાશા મધર મરીઅમ સાથે અનંતની

ઓરડીમાં આવી ઉભી રહી. નિરાશાએ મરીઅમ સાથે અનંતની ઓળખાણ કરાવી કેટલીક પૂછપરછ કર્યા બાદ એ મીશનરી બાઇ બોલ્યા: "મી. અનંતરાય ! તમે એક ભણેલાગણેલા અને સમજુ યુવક છો. તમારી ધર્મભગીની તરીકે હું તમને આ નિરાધાર યુવતીનો કબજો સોંપું છું. એ બિચારીને ફરી પાછું પસ્તાવું ન પડે, એ ધ્યાનમાં રાખજો. તમારાથી બની શકે ત્યાં સુધી તમે એને માટે તમારી સમાજમાં બંદોબસ્ત કરો એથી હું ખુશ છું, પરંતુ જ્યારે તમે હિંમત હારી જાવ, નિરૂપાય થાવ, ત્યારે એને નિરાધાર સ્થિતિમાં ન છોડતા આ ઠેકાણે પાછી પહોંચાડજો. લ્યો, આ મ્હારૂં મુંબઇના મીસનનું ઠેકાણું તમારી પાસે રાખો." એણે એક વીઝીટીંગ કાર્ડ અનંતના હાથમાં મુકયો. પછી એ નિરાશા તરફ ફરી બોલી: "અને બેટા ! જા, સુખી થા. જે ધર્મમાં રહે એમાં અચળ શ્રદ્ધા રાખજે, અનંતરાય સજ્જન માણસ છે. એ હને દગો નહિ દે. તેમ છતાં ભવિષ્યમાં કોઇ પણ વખત હને મ્હારી મદદની જરૂર પડે. તો મ્હારા આ આપેલા ઠેકાણે ચલી આવી મીસેનનાં દ્વાર ઠોકજે. આ મરીયમ એનાથી બનતી હરેક મદદ કરવા તૈયાર રહેશે "

અનંતના હાથમાં એનો હાથ મૂકી એ ચાલી ગયાં. એ ગયા પછી અનંતે પણ પોતાનો સામાન બાંધવા માંડયો. બેઉએ એકલા પડતા બહુ બહુ વાતો કરી. સમય થતા અને ખબર પડતા બંને ખાઇ–પી ઉતરવાને તૈયાર થઇ ગયા. અને બપોર થતા સ્ટીમર એલેક્ઝાન્ડ્રા ડોકમાં આવી ઉભી રહી.

સેંકડો ઉતારૂઓ ઉતરનાર હતા. જ્યારે સેંકડો માણસો પોતાનાં સ્નેહી–સગાંઓને સત્કારવા કલાકો અગાઉ આવી ત્યાં જમા થયા હતા. "તમે ઉતરતા થાવ, હું મરીઅમને મળીને આવું છું." કહી નિરાશા

જરા પાછળ રહી ગઇ. 'આગળથી ખબર કરી છે. એટલે આશા આવ્યા વિના રહે જ નહિ' એમ ખાત્રીથી માનતો અનંત પોતાના સામાન સાથે સત્વર નીચે ઉતર્યો. નીચે ઉતરતા જ એણે આનંદરાય અને આશાને એક બાજુ ઉભા રહેલા જોયાં. એ સહર્ષ દોડયો. પાલક પિતાને ભેટી પડયો. બંનેની આંખમાં પ્રેમનાં આંસુ ઉભરાયાં. તે પછી એ પુષ્પહાર લઇ ઉભેલી આશાભરી આશા તરફ ફર્યો. એની આંખો પણ આંસુથી ભરેલી હતી. "આશા..." એનાં મોઢામાંથી ઉદ્‌ગાર નીકળી ગયો.

"અભિનંદન ....." કહેતા આશાએ એના અનંત કંઠમાં પુષ્પહાર પહેરાવવા પોતાના હાથો ઉંચા કર્યા. ત્યાં તો નિરાશા સધર મરીઅમને લઇ વ્હેલી વ્હેલી ત્યાં દોડી આવી બોલી: "લ્યો, આ રહ્યા અનંતરાય !"

મરીઅમે અનંતરાયનો હાથ પોતાના હાથમાં લીધો. નિરાશાનો હાથ ફરી વાર એના હાથમાં મુકતા એ બોલ્યા: "જોજો, અનંતરાય! જાળવજો, તમને કહેવું નહિ પડે વિઠ્ઠલા ઉપર પાણી નહિ ફરે."

"તમે એને માટે બેફિકર રહો." અનંતે જવાબ વાળ્યો.

"બેટા! તું પણ હવે પછી જ્યાં પગ મૂકે ત્યાં સરકણું ન હોય, એ જોઇ વિચારીને મુકજે. અને તેમ છતા સરી જાય તો મ્હારા શબ્દો યાદ રાખજે." એટલું કહી એણે એને હૃદય સરસી દાબી એના કપાળ પર ચુંબન કર્યું. એ પછી એ મોટરમાં બેસી ચાલતા થઇ ગયા. એના ગયા પછી અનંતે પીઠ ફેરવી. આનંદરાયની આંખોમાંથી ખૂન વરસતું હતું. આશાના હાથમાંથી પણ પેલો પ્રેમ-પરિમલભીનો પુષ્પહાર નીચે સરી પડ્યો હતો. એનું નાજુક હૈયું એ ક્રિશ્ચીઅન યુવતીને જોઇને તથા એમની વચ્ચે થએલ વાતચીત સાંભળીને ભાંગી ગયું હતું. અનંતે એના બંને હાથ પોતાના હાથમાં લઇ ગળગળે કંઠે કહ્યું: "આશા...આશા......"

પરંતુ જવાબ ન મળ્યો. ધીમે ધીમે હાથ સરકાવી લઇ પોતાનું ઉધાડું માથું પિતાના ખભા પર નાખી દેતા એ આશાભંગ આશાભરી ધીમેથી બોલી: "બાપુ ! ચાલો, મ્હને ફેર આવે છે. મ્હારી આંખે અંધારાં વળે છે. મગજ ઘુમે છે. મ્હને જલદી ઘેર લઇ ચાલો."

પાસે જ ઘોડાગાડી ઉભી હતી. આનંદરાય એક શબ્દ પણ બોલ્યા વિના પુત્રીને લઈ એમાં ચઢી બેઠા. એટલે અનંત એમની પાસે દોડી ગયો.

"કાકા ! કાકા ......"

"બસ, જા ત્હારૂં કાળું મોઢું હવે મ્હને ન બતાવીશ. લે, આ ત્હારા ઘરની ચાવી. મ્હારે ઉમરે હવે ન ફરકીશ. ત્હારૂં ઘર ઉઘાડી... એ ત્હારી ગડમડીને લઇને રહેજે...અફસોસ ! ત્હારા તરફથી મ્હેં આવી આશા ન્હોતી રાખી !"

"પણ...પણ...મ્હારી વાત...મ્હારો ખુલાસો તો સાંભળો..."

"મ્હારે ત્હારૂં કંઇ સાંભળવું નથી. મહમદ ! ચલાવ..."

ચાવીનો ઝુમખો ગજવામાંથી કાઢી એની તરફ ફેંકી એણે ગાડીવાનને ગાડી ઘર તરફ હંકારી મુકવાનો હુકમ કર્યો. જોતજોતામાં એ નજર બ્હાર નીકળી ગઇ જમીન ઉપરથી એ ઝુમખો ઉઠાવી લેતા એક ક્ષણ એ જખમાયલું જીગર ઝળઝળીઆં ભરી આંખે ત્યાં ઉભું રહ્યું. એનાં મોઢામાંથી એટલા ઉદ્દગાર બ્હાર પડયાઃ "કેટલું ઉતાવળીયું અને અવિચારી પગલું ! મ્હારો ખુલાસો સાંભળવા પણ ન થોભ્યા."

ત્યાં પાછળથી કોઇએ એના ગળામાં પેલો પુષ્પહાર નાખ્યો.

પ્રથમ ભાગ

**સંપૂર્ણ**

**વધુ માટે વાંચો ભાગ બીજો**

